યથા.

# એક દીવસમાં દરજન.

બાનુઓના પોષાકની શોભા અને શણગાર કરવાની સઉથી સહેલી "રોશન મહેર" રૂધી ઉપરાંત ફેશન અને કાપોની નઝદીક ૧૦૦૦ આકૃતીઓ, એમબ્રોઇડરી ડીઝાઇનો અને પુરૂષોના પોષાક વેતરવા વીષે.

કર્તા :—"રોશન મહેર."



સને ૧૯૪૬. મુંબઇ. કિંમત રૂ. ૫.

## સુખ તેને કે જેનાથી બીજાને સુખ.

ગમે એવા પાપી કાત્રાદાવાથી એક ઇનસાન ઘેરાયલું હોય, અરે સમજો કે તકદીરે ફુટેલોબી હોય, પણ જો તેને પાક કીરતાર પર ભરોસો હોય અને સીધો માર્ગ અખત્યાર કીધો હોય, તો તે ઇનસાન જરૂરજ પોતાની ધારેલી મુરાદ પાર પાડી શકે છે. ભલે લોકો નીચ નીંદાના બાણ છોડતા હોય, મશ્કેરી ઉડાવતાં હોય અને સાથે હીનતાં પણ હોય, તો પણ ખુદા પર આધાર રાખનારને આવી મુઝવનોથી એક બાલ ભાર પણ ઇજા પહોંચતી નથી.

મારી પ્યારી મમાના ગુજરવા સાથ આ દુનીયા પર મારૂં કોઇ હતું નહી. સર્વે મને છોડી ગયા. ખુદા સીવાય બીજા કોઇને પણ મારે માટે કદર હતી નહી. મારા ઢોંગી કદરદાનો રાત દીવસ મારો બુરો હાલ થયલો જોઇ મગન રહેતા. લગભગ એક દાયકો હું દરેક રીતે જીવતો હોવા છતાં મુવેલા કરતાં પણ બદતર હાલતમાં હતો. ખુદા પર ભરોસો હોવાથી મારી બધી કાળી રાતો પછી, ફરી એક વાર દીન ઉગયો. વર્ષો પછી ખુદાની કરામતથી એક નેક અથોરનાનની નેક પુત્રી **હીલ્લાં ફ્રામરોઝ નાલ્લાદારૂએ** મારે માટે રૂ. ૨૫) ની નોકરી **મેસર્સ શરીફ ઇલેકટ્રીક વર્કસ**માં દસ્તુર એન્ડ સન્સ વાલા શેઠ ખરશેદજી દસ્તુરની લાગવગથી મેલવી આપી. આ નોકરીએ મારી બીજી જીંદગીની શરૂઆત કીધી. આ ચોપડીનો પણ જનમ હઇયાંજ થયો. ખુદાની કરમ બક્ષેસથી વધુ પગારે મારા વડીલ ભાઇઓ **ફીરોઝ તથા બહેરામ શાવકક્ષા પંથકી** (International Electric Corporation) અને હજુર વધારે પગારે હું આપણા જાણીતા **શેઠ દાલી આર. પરેલવાલા**ની મેંહેરબાનીથી **સર હોમી મહેતાને** ત્યાં નોકરીએ જોડાયો. આ નોકરી મેલવ્યાથી હું વધુ ઉલટમંદ બન્યો. મારા **શેખચલ્લી**ના વીચારો ફલસે એવી મને આશા આવી. મેં રાત દીવસ મહેનત કરી આખ્ખી ચોપડી છાપવા માટે લખી તૈયાર કીધી.

મારા જેવો ભુખરીબારસ આજના વખતમાં ચોપડી છાપવાના પૈસા કયાંથી લાવે? મારી પાસે ખુદા તો હતો, એટલે તેની મદદ માંગી. એક શુભ રોજે મેં મારી **બહેન નાજુ તથા બનેવી ફ્રામરોઝ ડી. લંગરાના** પાસ આ મારી નેક મુરાદો જણાવી. મારી પુર અજાયબી વચ્ચે એ ભલાં બહેન બનેવીએ **૫૦** ચીત્રોના બ્લોક બનાવવા પૈસા આપ્યા. હું હઝારો શુક્ર તે કીરતારના કરતો રહ્યો.

હું તકદીરે ફુટેલો તો હતોજ એટલે વળી ૧૭ મી જાનેવારી ૧૯૪૬ ના ગમખવાર બનાવે મારી આ સર્વે આશા ખલાશ થઇ. માહરો વાહલો

લાડકો પુત્ર **ફીરોઝ** એક આંખના પલકારામાં મોટર એક્સીડન્ટથી મને સદા માટે આ જહાનથી છોડી ગયો. આટલુ થોડું હોય, તે વળી મારી મોહરદાર રોશાન પણુ જમણે હાથે બે ફ્રેકચર કરી હોસ્પીટાલમા પથારી વશ પડી. મને તો ખુદા પર ભરોસો હતો એટલે મે ધીરજ રાખી.

મારા લાડકા **ફીરોઝ**ના જનમથી હું સુખી બનતો ગયો હતો. આ નેક પગલું તો મારે ઘરથી સદાનું ગયું. ખરેખર તો એ મારો ગાય ગુલાબ આ પાપી જાહનથી દુર થયેલો છે, પણ એનો આતમા તો આ કીતાબમાં મુકી ગયો છે.

આ ડબલ મોટર એક્સીડંટના ગમખવાર બનાવથી મારા સગાં સ્નેહીઓ મારી ગરીબાઈ જોઇ મને કીમતી મદદ કીધી, આ કીમતી મદદ કરનારાઓની ભલાઇથી આ કીતાબ પણ હસ્તીમાં આવી, જે માટે આ નીચલાંઓનો આભાર માનવા હું અચકાઇશ નહી.

મારી પ્યારી મમાના મુરબ્બીજી કાકીજી **શીરીનબાઇ કાવસજી મહેતા** અને સર્વે **કુટંબીઓ** તથા બાઇ **પુતલીબાઇ ધ. કેપટન.**

મારા કઝીન **નવરોજી દીનશાહજી મહેતા** તથા તેવણુના ધણીયાણી **ખોરશેદબાનુ.**

મારી બહેન **નાજુ** તથા બનેવી **ફરામરોઝ ડી. લંગરાના.**

મારી બહેન **મહેરૂ** તથા બનેવી **ડો. કે. એસ. એનજીનયર.**

મારા મરહુમ કઝીન **હોરમસજી માણેકજી મહેતા** (જેવણુ તા. ૮ મી એપ્રીલ ૧૯૪૬ બહેશતનશીન થયા હતા).

મારા કાકાજી **ધનજીભાઇ મહેરવાનજી મહેતા.**

પારસી તારૂ નામ સખાવત છે. આ ગમખવાર બનાવ છાપાઓમાં આવ્યા પછી એક ફરેશતાઇ ખશળતના બાનુ બાઈ **તેમીના પાલનજી જોશી,** એવણુના નેક દીકરા તથા વહુ મલી એક સુંદર રકમ આપી. કહેવત છે કે બાપ જેવા બેટા તેમ આપણા સખાવતી **શેઠયા સર હોમી મહેતાના નબીરા શેઠ ફલી એચ. મહેતા,** હાલના મારા શેઠે પણ એક સુંદર રકમ આપી. મેં ખુબ કરકસર કરી, આ કીતાબ કાઢવાનો મકકમ વીચાર કીધો. આ કીતાબનો ખરો માલેક તો મારો લાડકવાયો **ફીરોઝ** છે. આ કીતાબ હું જીવસ ત્યાં સુધી મારા **ફીરોઝ**ની યાદ આપશે ખુદા એના રૂહને શાંતી આપજો.

પાક સ્પીતમાન જરથુસ્ત્રના સોનેરી સખુનો **સુખ તેને કે જેનાથી બીજાને સુખ**નો નીયમ જો, આપણુ બધા પાળતા હોતે તો, આજે આપણી કોમમાં આવી બરગસ્તી હતે નહી. આજે તો સર્વે આપમતલબી થઈ બેઠા

છે. મેં પણ આ સખુનો બરાબર પાળેલા ન કહેવાય, કારણ એમાં મારો સ્વાર્થ છે. હું આ કીતાબથી મારો સંસાર સુખી બનાવવા માગું છું, જ્યારે ઉપલા સર્વે ભલાંઓએ તો પઈસાનો બદલો મેલવવાની આશા રાખી હતી નહી. ખરેજ એ લોકો પાક પ્યગમબરના પગલે ચાલેલા છે. ખુદા એ સર્વેની નેક મુરાદો બર લાવજો. આ કીતાબથી મારી પ્યારી મમાની યાદ સજીવન થઇ છે.

લાખો હઝારોમાં સુખ ને દુ:ખમાં મીત્ર એકજ હોય છે. મારા ખરાબમાં ખરાબ વખતે પણ મારી મદદે જો કોઈ ઉભું હોય, તો તે એકજ મીત્ર **રૂસ્તમ માણેકજી કાટગરા છે.** આ કીતાબના બ્લોક માટેની માહેતી તથા દરેક રૂડી સલાહ એ મીત્ર તરફથી મલતી. આ કીતાબ બહાર પાડવા જો કોઇબી મને લલચાવતું તો તે આ મારો મીત્ર હતો. આ કીતાબના ચીત્રો બહુજ નજીવા દામે **મી. પરવીઝ મ. તાતરાએ** કરી આપ્યા હતા. ગુજરાતીની ભુલો સુધારી પાછી આખ્ખી ચોપડી લખી આપવા હું ભાઇ **નેરોંસંગ રૂસ્તમ ખંધાડીઆનો** અહેશાનમંદ છું.

આજના કંટ્રોલના જમાનામાં આપણી ખાહેશો પુરી કરવી બહુજ ભારી છે. હવે જ્યારે ચોપડી છાપવાનો વીચાર થયો, ત્યારે કાગળની મુશીબત જણાઈ. Black Market માંથી ખરીદી કરવાની શકિત મારા જેવા ભીખારી પાસ કયાંથી હોય. મારા નેક મીત્ર ભાઈ રૂસ્તમ કાટગરાની લાગવગથી હું મેસર્સ જમશેદજી રતનજીની કું૦ના નબીરા **જીમી મહેરવાનજી બાટલી-બોઇની** લાગવગથી હું કંટ્રોલ ભાવે આ ચોપડીમાં વપરાયલા કીમતી કાગળો મેળવવાને ભાગ્યવંત બન્યો છું. શુક્ર તે ખુદાના. આ માટે હું ભાઈ **જીમી બાટલીબોઇ તથા માણેક મીસ્ત્રીનો** આભાર માનુ એટલો ઓછો છે. કારણ જો કાગલ નહી મલતે તો આજે મારી મુરાદ ફલતે કેમ?

લડાઇના વખતમાં અને ત્યાર પછી પણ સર્વે બસ પઇસા બનાવવાજ બેઠા હોય એમ લાગે છે. છાપખાનાવાલાઓ તો જાને આપણને ઉંબરમાંથી ના કહેતા હોય એમ ભાસ આપે છે. કોઇને તો વાત કરવાની પણ ફરસુદ હોતી નથી, જો ભાવ પુછવામાં આવે તો એમજ માલમ પડે કે એઓ ઝવેરી બજારમાં સોનું ખરીદી સત્તો કરતા હોય એમ ૧ ના ૧૨ માગે છે. તે કીરતારની મહેરથી અને મારા ભાઈ રૂસ્તમ કાતગરાની મહેરબાનીથી ફ્રેશો-ગર્દ પ્રીન્ટીંગ પ્રેસમાં આ ચોપડી છપાવી આપવા એ ભાઇએ **શેઠો દીનશાહ શાપુરજી મસાની તથા અરદેશર મા. જીલ્લાને** આગ્રહ કર્યો. હું ધારતો હતો કે મારી આશાનો તરાપો ડુબશે, પણ નહી. આ ઉપલા બન્ને ભલા જરથોસ્તી-ઓએ આ મારી અરજ સાંભળી અને ચોપડી છાપી આપવા કબુલ્યું. હું શેઠો **દીનશાહ શાપુરજી મસાની અને અરદેશર મા.**

જીલ્લાનો જેટલો આભાર માનું એટલો ઓછો છે. તે ઉપરાંત આ ફ્રેશો-ગર્દ છાપખાનાના કાર્યકર્તા તથા બીજા હમદીનો જેઓની પણ માયા મહેરબાની ઓછી ન હતી તેઓનો પણ ઉપકાર માનવા હું ભુલીશ નહી.

૧૦૦૦ ચીત્રો સાથની ચોપડી છાપવાનું કામ માટે પઈસા બહુજ જોઇએ છે. આખ્ખું કામ પુરૂ કરવા મને હજુર થોડાક પઇસાની જરૂર હતી. ગરીબોના બેલી **શેઠ ફીરોઝશાહ ગઝદર** કે જેવણ હમોને હમારા કલાસમાં મદદ કરતા રહેતા હતા, સેલો મા પણ એક અર્ધી વગર ટેબલ આપતા હતા, તેવણ પાસે જઈ મને પઈસાની લોન આપવા મેં આગ્રહ કર્યો. **ડા૦ દાદીબા સાહેર અને શેઠ ફીરોઝશાહ ગઝદરે** આ મારી માંગણી કબુલી અને મારી મુરાદ પાર પડે એવી મને હવે આશા આવવા માંડી. આ બન્ને મહેરબાનો આપણી કોમ માટે કાયેમ રહે અને સદા એવાં રૂડાં કામો કરતા રહે.

પાક ફીરતારની મહેરથી આ ચોપડી બહાર પડેલી જોવા હું ભાગ્યવંત બનું. આમીન.

શુક્ર તે ફીરતારના.

**સુનામાયનો મહેલ્લી.**

---

# આના ૪ માં ઘરમાં દરજીની દુકાન.

આજના કાતીલ મોંઘવારીના વખતમાં બીન કેળવાયલા લોકોને દરજીની દુકાન કાઢવાને સુઝે છે. જો તમો આપણા શહેરની ગલી ગલીમાં જોશો તો દરજીઓની દુકાન. ફક્ત એક ફ્રોક કે ડગલો સીવાડવો હોય તો રૂ. ૭) ની સીલાઇ જોઇએ છે. ફ્રોક તૈયાર કરવા અર્ધો દીવસ તો હદ થઇ. તો આ લોકો શું કમાતા હશે તેનો ખ્યાલ કરો! કાં નહી રસ્તે શેરીએ ભીખ માંગનાર બૈરાંઓ અને હાથ પગના આખા મરદો (મરદો લખતાં પણ શરમ લાગે છે) આ હુન્નર કરે. પણ સાંચો જોઇએ ને! શું સાંચો હોય તોજ દરજી થવાય નહી તો ન થવાય? જેઓ ભીખ માંગવા શરમ સમજતા હોય, અરે પાપ સમજતા હોય, તો તેઓ જો આજ રોજે ૪ આના રોકી, એક સફેદ દોરાનુ કાતલુ લઈ, આ ચોપડી પ્રમાણે કાપ વેતરી હાથે સીલાઇ કરી બ્લાઉઝ ફ્રોક વગેરે સીલાઇ કરવાની શરૂઆત કરે, તો ટુંક મુદતમાં હાથનો સાંચો પણ ખરીદી શકે. જો કે સદરા સીવી ઘણાકો પોતાનું ગુજરાન કરે છે, પણ ઉપલાં વસ્ત્રોની સીલાઇના જાસ્તી પૈસા મલશે.

આપણી કોમના ગરીબ કુટંબીઓમાં જે જડ ઘાલેલી બદી છે તે આંક ફરકની છે. આપણા શહેરોમાં જોવો તો ઇરાનીઓના હોટલ પગલે પગલે છે. તો એઓના હોટલો અને દુકાનો ચાલે છે, તો આપણા કેટલાક પારસીઓ આ સાહસમાં કેમ ઉભા રહી શકતા નથી? કારણ આંક ફરક અને સાંજના બેવરો.

આખ્ખા દીવસની કમાની સાંજના બે કલાકમાં ખલાસ થાય છે અને પછી માથે હાથ દઈ બાવા ધંધો ચાલતો નથી. આમાં વાંક કોણનો?

જેઓએ આ ધંધો લેવાનો વીચાર કીધો હોય, તો જેવા કમાતા થાવો કે આંક ફરકમાં દબલ બનાવી સાંચો લેવાનો ધખારો રાખવો નહી. પોસ્ટ ઓફીસમાં પૈસા સાચવી એકઠા કરી સ્વ કમાનીએજ સાંચો ખરીદી શકશો, નહી તો ભરોસાની ભેંસ આંક ફરકને લીધે પાડો જણશે.

આજે હાથની સફાઇદાર સીલાઇના તો બહુ પૈસા ઉપજે છે. પણ તે છતાં થોડેક દામે શરૂઆત કરશો, તો હું ખાત્રીથી કહું છું, કે બે મહીનામાં તમો સાંચો જરૂર લઇ શકશો.

ખુદા સર્વેનું ભલુ કરે.

"રોશન મહેર."



# વસ્ત્ર માટે કપડું કેટલું લેશો !

૩૦" પનાનું કપડું.

| | | | |
|---|---|---|---|
| ૧ | બ્લાઉઝ... ... ... ... | ૧½ | વાર. |
| | બ્લાઉઝ હંગેરીયન અને ફ્રોલ્ડસનું ... | ૨ થી ૨¼ | ,, |
| ૨ | સ્કર્ટ ... ... ... ... | ૨ | ,, |
| | સ્કર્ટ અમબ્રેલા અને ૧૬ કાપનો ... | ૨ થી ૩ | ,, |
| ૩ | બાંય સાદી અને મતન સ્લીવ ... | ૧ ફુટ થી ¾ | ,, |
| | બાંય સાદી અને મતન સ્લીવ લાંબી... | ૧ થી ૧½ | ,, |
| ૪ | ફ્રોક (૪૦" લાંબો) ... ... | ૩¾ | ,, |
| ૫ | Brassiere યાને કાંચલી ... ... | ½ | ,, |
| ૬ | કેમીસોલ ... ... ... | ૧¼ | ,, |
| ૭ | અંદરવેર "Underwear" ... | ૩ | ,, |
| ૮ | કીમોનો ... ... ... | ૪ થી ૫ | ,, |
| ૯ | કોસ્ટયુમ ... ... ... | ૩ | ,, |
| ૧૦ | બૈરાંની ચડ્ડી ... ... ... | ¾ | ,, |
| ૧૧ | લેંઘો યાને Plain knicker ... | ૧½" થી ૧¾ | ,, |
| ૧૨ | ટુકું પાટલુન યાને Short... ... | ૧½ | ,, |
| | ટુકું પાટલુન ફ્લેર, પલીટ અને બોક્ષનું... | ૨½ | ,, |
| ૧૩ | લાંબુ પાટલુન યાને Slack ... | ૩ થી ૪ | ,, |
| ૧૪ | લેડીઝ કોટ ... ... ... | ૨½ થી ૩ | ,, |
| | લેડીઝ કોટ ડબલ બ્રેસ્ટ ... ... | ૩ થી ૩½ | ,, |
| ૧૫ | કોટી ... ... ... ... | ૧½ | ,, |

## પુરૂષોના પોષાક.

| | | | |
|---|---|---|---|
| ૧૬ | શર્ટ ... ... ... ... | ૩ | વાર. |
| ૧૭ | ટુકું પાટલુન યાને Short... ... | ૨ | ,, |
| | લાંબુ પાટલુન ... ... ... | ૩½ થી ૪ | ,, |
| ૧૮ | ટુકો કોટ ... ... ... | ૩ થી ૩½ | ,, |
| | ડગલો... ... ... ... | ૪ થી ૪½ | ,, |
| ૧૯ | ટાઇ ૩૨" પનો... ... ... | ૪ ટાઇ બનશે. | |

**દરેક વસ્ત્ર માટે પા થી અર્ધો વાર જાસ્તી રાખ્યું છે.**

મારી વ્હાલી મમ્માની પ્યારી યાદ,

જેને ખોઈ પ્યારી મમ્મા,
તેણે ખોઈ સારી દુનીયા.

કુનાબાઈ નો મહેલી.

યથા.

# એક દિવસમાં દરજન.

## દીબાચો.

લાખો શુક્ર તે પાક કીરતારના કે સેંકડો મુસ્કેલીઓ છતાં, નઝદીક ત્રણ દાયકાના લંબાણ ગાળા પછી પણ, હું મારી મુરાદ બર લાવી શકયો છુ. એવું કોણ મૂર્ખ હશે કે જેને પોતાની માદર વહાલી ન હોય? હા, મમ્મા આ બે શબ્દોમાં કેવો અજબ મીઠાશ છે! તે વહાલી મમ્મા માટે આજ વર્ષો થયાં એવો વીચાર રાખતો આવ્યો હતો, કે મારી વહાલી મમ્માની પ્યારી યાદ એવી રીતે યાદગાર બનાવું, કે જે યાદગીરીથી બીજા અનેકનું પણ ભલું થાય. આ મારો શેખચલ્લીનો તરંગ હું આજ રોજે તે પાક કીરતારની મદદથી આ એક દિવસમાં દરજનની કીતાબ રૂપી ફળેલો જોવા ભાગ્યવંત બન્યો છું.

કેટલાંક ઇન્સાનની બદબખતીની ઘડી તે તેઓની વહાલી માદરની છેલ્લી ઘડીનો ધબકારો છે, કે જ્યારથી તેઓની આ દુનિયામાં કમનસીબીની શરૂઆત થાય છે. હા, એજ તે બદબખ્ત ઘડી છે કે જ્યારથી સગા ભાઈ બહેનો પણ એકમેકને ભૂલતાં જણાય છે. કેટલીક વખતે તો એક જણ બીજાની હયાતી છતાં મૂવેલાં સમજી લે છે. અરે! એજ બારમાં ચંદ્રમાની ઘડીએ જન્મ આપનાર બાપ વતીક આ પાપી દુનિયાના હવસી લોભોને ખાતર પોતાના બચ્ચાંઓને રખડતાં કરી મૂકે છે. જગતમાં તે એકજ પ્યારવંતુ છે અને તે પ્યારી મમ્મા છે. ગમે એટલી ભલાઇમાં કે બુરાઇમાં તે પોતાના બચ્ચાંને વીલું મુકી શકિત નથી. ત્યારે વહાલી મમ્માને ખોવી, એટલે દુનિયાભરનુ સર્વે ધન ખોવા ઉપરાંત, ઘણીક વખત નીચ નીંદાખોરની જીભલીથી તે વહાલી મમ્મા વગર આબરૂ પણ ખોવી પડે છે.

દુનિયાભરનું સર્વે ખોવા છતાં, સેંકડો મુરાદો ધરાવવા છતાં, ફકત તે દયાળુ દાદગરની કરમ બક્ષેસથી એક મુરાદ હું બર લાવી શકયો છું, તે માટે મારી જીંદગીની આખર તલીક તે પાક કીરતારના શુક્ર ગુજારતો રહીશ, અને મારી આખેર ઘડીએ હું સંતોષ સાથ મરીશ કે મારી પ્યારી મમ્માની યાદગીરી મેં જાળવી છે.

આટલી મુફલેશી અને મુશકેલીમાં હોવા છતાં, હું સીધી યા આડકત્રી રીતે વર્ષો સુધી ઘણા આપણા ખાનગી કલાસીસોનાં સમાગમમાં હતો. આ કલાસીસોના ઢંગધડા વગરના કામકાજ અને આપણી ઉઘરતી નવજવાન બાળાઓનું સત્યનાશ થતું જોતાં મને ઘણો ખેદ થાય છે. આ કારણો માટે આ નાની કીતાબ રજુ કરવા મેં દુરસ્ત વીચાર્યું.

## આપણા ખાનગી કલાસીસો.

આપણા કેટલાક ખાનગી કલાસીસો આપણા સુખી સંસારનું સત્યાનાશ કરવાનું પહેલું પગથયું છે. આવા કલાસીસોમાં કેટલીક વખતે ગરીબ જુવાન બાળાઓને, પાપી લોભોને ખાતર, ધુતમઘાતમ, દરગાહ રોજા, પીર પેગમ્બર, વગેરેનો ચેતક લગાડવામાં આવે છે. કેટલાકો કલાસના ઓથા હેઠલ પોતાનો સંસાર નીભાવવા માટે કાજવસ્તારાં કરે છે. આ પાપીઓ પોતાના સ્વાર્થને ખાતર ઉંટ અને હાથીના લગ્ન લગાડે છે. એમ કરી ગરીબ બાળઓનુંજ નહિ, પણ તેઓના આખા કુટુંબનું સત્યાનાશ કરે છે.

કેટલાક સખાવત પર નીભતા કલાસીસો, કે જેના શિક્ષકો આ ધર્મખાતાંના પગાર પર ગુજરાન કરતાં હોવાથી, કલાસમાની સંખ્યા ઓછી નહિ થાય, તેટલા માટે બાળાઓને હુન્નર દેખાડવા પણ રાજી હોતા નથી. આ કારણે બાળાઓના પહેલાં કિમતી વર્ષો, આ કલાસીસોમાં ફોકત જાય છે. જ્યારે તેઓ જુના થાય છે, ત્યારે તેઓને હુન્નર શીખાડવાની શરૂઆત કરવામાં આવે છે અને કેટલીક વખત તો ગરીબ માબાપો આવા કલાસીસોથી કંટાલી તેઓને ઘરના ઘસડબોરામાં જોડી દે છે.

કેટલાક કલાસીસોમાં દરજી શીખવે છે. પણ શું? દરજી કપડું વેતરી આપે અને બાળાઓ સીવે! જો એક બાળા ૩ કે ૪ વરસ પણ જો આવા કલાસમાં જતી હોય, તો પણ વેતરવાનુ જ્ઞાન લઈ શકતી નથી.

કેટલાક, કલાસીસોમાં ફી લેવા છતાં થોડું શીખવી, માં આ શીખાડવા માટે વધુ ફી પડશે કરી ચાલતી કાતરોના કાપજ મૂકે છે. ગરીબો આકરી ફી ભરીને પણ પોતાના બચ્ચાંઓને શીખાડવા માગે છે, ત્યારે આવા સંતાપો તેઓને મુઝવણમાં નાંખે છે. જો કે હાલમાં ગરીબોનું ક્વરીવણુ કરી નાંખવા ઇંડસ્ત્રીયલ ખાતાંઓ ઘણા ઉભરાય છે, પણ ત્યાં પણ લાગે લાકડાં ફાટેનો હીસાબ હોવાથી ખરા ગરીબ હાજતમંડો રવડી જાય છે, યાતો તેઓને ધાનસાક ખાતાંમાં કામ કરવા માટેની જગ્યા હોય છે. જો આ રીઝર્વંડ ખાતાંમાં માબાપ મૂકવા રાજી ન હોય, તો તેઓ માટે ટાણાખીનાનાં બેબો તૈયાર હોય છે. લાખોની સખાવત છતાં ખરા ગરીબો અને હાજતમંડોને રવડતા કરવામાં આવે છે.

મારી પ્યારી મ્માની ભલી યાદે આ નાનકડી કીતાબ "**એક દિવસમાં દરજન**" કાઢવાને હું બહુ ઇંતેજાર રહેતો. આજે તે પાક પરવરના કયા શબ્દે આભાર માનું એજ ગોખતાં હું ભાનભૂલો થઇ ગયો છું. શુક્ર શુક્ર તે કીરતારના કે મારી કેટલીક ગરીબ બહેનોને આ કીતાબ એક આશિર્વાદ સમાન અરે નિરાશામાં આશા આપનારી થઇ પડશે. આ દરજીનો ધંધો એક મોતેબર ધંધો છે. મારી બહેનો, તમો પણ મુફલેસી અનુભવી ચૂકયાં હોવાથી તમોને ગરીબોની દાઝ હૈયે હશે. તો આ હુન્નર લીધા પછી તમારાં કરતાં વધુ લાચર ગરીબોના વસ્ત્ર તમો ઓછે ભાવે સીલાઇ કરી આપવા તૈયાર રહેજો. નાગાને વસ્ત્ર આપવું એ પૂન્યવંત કર્તવ્ય છે. જો તમો ગરીબોના વસ્ત્રો સસ્તાં સીવી આપશો તો પરમાર્થી કાર્ય કરેલું લેખાશે. ગરીબ અથવા તવંગરોને દરજી વગર ચાલે એમ નથી. એટલે એ દરરોજની જરૂરીયાતના ધંધો છે. 'ડીપ્લોમાં કોર્સીસ' બધાને પાળવે એમ ન હોવાથી, હું સૌથી સહેલી રૂઢી કાઢવા બહુ ઇંતેજાર હતો અને તે કામ કીરતારની મદદથી, આજે પૂરૂ કરવા હું ભાગ્યવંત બન્યો છું.

## ચોંઇ દરજી.

શું? આપણા મુંબઇનાં ચોંઇ દરજીઓ ડીપ્લોમાં પાસ છે? મુંબઇના ઘણાખરા બૈરાનાં દરજીઓ કોણ છે? ચોંઇજ કેની? એ લોકો બૈરાના કપડાં સીવે છે, તે માટે કંઈ સ્ટાન્ડર્ડ યા પદ્ધતિ હશે કે નહિ? મોટી મોટી દુકાનના બહારના ભપકા ભર્યા દેખાવ પાછળ કોણ કામ કરે છે? ચોંઇજ કેની? આજની ફેશનેબલ ફુલકસુરના કપડાં સીવનાર વળી કોણ છે? ચોંઇજ કેની? તો પછી આપણે પણ કેમ નહિ એવી કોઇ સહેલી રૂઢીએ આપણી ગરીબ બાળાઓને શીખાડીએ કે જેથી તેઓ પોતાનું ગુજરાન કરી શકે. અરે આપણી કેટલીક ઇતરાતી 'ડીપ્લોમાં' પાસ બાલાઓને જો બે કે ત્રણ વર્ષ પછી પૂછીશું તો Oh! My God! અને કોરે પાને વલ્લાયો બતલાવશે. ત્યારે આ ખર્ચો ખાલી ભપકા યા ઇતરાત માટેજ કેની? દરેક ઇન્સાનને બે હાથ, બે પગ, અને એક શરીર હોય છે, કોઇને પાટલું શરીર તો કોઇને જાડું. તો કાં નહિ આપણે પણ એકજ રૂઢીએ કામ લઇએ. કોઇના કોર્સમાં ૨" નીચે ઉતારી ૪" ઉમેરવા, તો કોઇમા બેએ ભાગી ૧" ઉમેરવું, એવી દરેકની બારાખડી જુદી કેમ? કાં નહિ, આપણે એકજ પદ્ધતિએ ચાલ્યે. હું, મારી મોહરદાર રોશન, તેમજ પી. એસ. ટેલરની મદદથી આ સહેલી રૂઢી મારી બહેનો માટે કાઢવાને શક્તિવાન થયો છું.

આ રૂઢી જે બહાર પાડવા હું તે કીરતારની મહેરથી ફાવ્યો છું તે માટે પ્રથમ હું મારી મોહરદાર રોશનનો આભારી છું. ગરીબ સંસાર વચ્ચે ઘરમાં બાળગોપાળના કારભાર સાથે અને "રોશન મહેર કલાસીસ" ચલાવવાના રોકાણ ઉપરાંત, જે કિમતી આશાએસની ઘડીઓ આ નેક કામ માટે રોકી મારી મુશ્કેલીઓ, મારી કાંઇ ખામી અને વાંધાઓ ઉપર મારૂ ધ્યાન ખેંચી વારંવાર મારી મદદે ઊભી રહી, આ મારા નેક કામમાં સફળતા મેળવી આપી છે, તે માટે એ મારી રોશનનો આભાર માનવા હું વિસરૂં તેમ નથી. આ મારી રોશનના ભલા કાર્ય સારૂં મેં આ ચોપડી પણ "રોશન મહેર"ના તખલ્લુસ હેઠલ છપાવી છે, કે જેથી મારી મહોરદારનું નામ રહે. મારે માટે આ દુનિયામાં કોઇને દરકાર નથી. અરે, મારી હયાતીની પણ કોઇને પરવા નથી. તો પછી મારે મારૂ નામ કાઢવા શા માટે અભખરો રાખવો જોઇએ. આ ભલું કાર્ય એજ મારી આખેર મુરાદ છે.

કંઇક ચોપડીઓ વેચાતી લઈ વાંચી હશે. કંઇકો પાસ વેતરવાનું જાણવા આતુર હતો, પણ ફકત એકજ માણસ મારી મનની મુરાદ બર લાવી શકયો છે અને તે ગૃહસ્થ તે મારો ઉસ્તાદ પી. એસ. ટેલર છે. આ ગૃહસ્થ મને શીખાડવા કંટાલતો નહિ. મારી સાથ કલાકો સુધી બેસી મને જ્ઞાન આપવા મોજ માનતો. વરસોની મહેનત પછી આ રૂઢી બહાર પાડવા ભાગ્યવંત નિવડયો છું, તે માટે પી. એસ. ટેલરનો આભાર માનુ છું. પી. એસ. ટેલર આપણ બૈરાંઓના દરજી તરીકે મશહૂર છે. એઓ ઘરે જઇને શીખાડે છે, જે માટેની જાહેર ખબર આ કિતાબમાં ખાસ છપાવી છે.

આ કિતાબનું નામ "એક દિવસમાં દરજન" રાખ્યું છે. બૈરાઓનો પોષાક બનાવવાનો મુખ્ય પાયો બ્લાઉઝ યા ફ્રોક છે. જો બ્લાઉઝ યા ફ્રોક વેતરતાં આવડયું તો દરેક પોશાક વેતરતાં આવડયું એમ સમજવું. આ સહેલી રૂઢી એવી સરસ રીતે બતલાવવામાં આવી છે, કે એક ૧૦ વરસની બાળાથી સો વરસના ઘરડા મમાઈજી પણ થોડાકજ કલાકમાં આ રૂઢીથી વેતરતાં શીખી શકે છે. આ ચોપડીનું નામ કોઇને ચેલેંજ કરવા રાખ્યું નથી, પણ મારી ગરીબ બહેનોને ઉત્સાહ આપવા, તેઓની નિરાશામાં આશા આપવા રાખવામાં આવ્યું છે. આ ચોપડીમાં બાળાઓ માટે સંખ્યાબંધ ફેશનના ચીત્રો આપ્યા છે, કે જેથી ફેશનબુક પાછલ પૈસા નાખવા ન પડે અને સાથે સાથે એમ્બ્રોયડરીના ડીઝાઇનો છાપ્યા છે, કે જેથી તેઓ વધુ મહેનત લઈ, પોશાક શોભીતો બનાવે અને પૈસા પણ સારા કમાય.

આ ચોપડીની કિમત કોઇને આકરી પણ લાગે. આખો હુન્નર આ કિતાબમાં બહુ સરળ રીતે સમજ પડે એમ આપ્યો છે. ઉપરાંત ફેશનના ચીત્રો, એમ્બ્રોયડરીના ડીઝાઇનો, તથા પુરૂષોનાં પોષાકો વેતરવાની અને સીલાઈ કરવાની પણ થોડીક રીતો આપી છે. તે જોતાં આ કિતાબની કિમત આકરી લેખાવી ન જોઇએ. આ મોઘવારીના વખતમાં ચોપડીની છપાઇની કિમત બહુ ભારે છે. આ સર્વે ચીજોનો આપણે ખ્યાલ કર્યે તો પણ આ કિતાબ આપણી રાંક દીકરીઓને માટે બહુજ કિમતી થઇ પડશે, કારણ તેઓ ન ઇચ્છિવાજોગ કલાસીસોમાં જઇ, એબલગામની સ્નેહીઓ સાથે દોસ્તી બાંધીને બગદીને બે પર થઈ જાય અને કુટુંબની આબરૂને કલંક લગાડે, પોતાનુંજ નહીં પણ પોતાનાં કુટુંબનું પણ સત્યાનાશ કરે, તે કરતાં આ કિતાબ લઇ પોતાના વડીલ માતા યા બહેનો સાથ બેસી જો એકએક વિષય હરરોજ કરે તો ગમે એવા ઘર સંસારી કામ ઉપરાંત પંદર દિવસથી એક મહિનામાં આ કિતાબથી કુશળતા મેળવી શકશે. માસીક રૂપિયા ત્રણ ઓછામાં ઓછી ફી ભરે, તો પણ એક કલાસમાં આખો વિષય શીખવા બે વરસ તો જરૂર જોઇએ. આ ગણતરી જોતા રૂ૦ ૫ ની કિમત બહુજ નજીવી છે.

# ગરીબ બહેનોને ચેતવણી.

---

એક ઇન્સાનનો જો દાંત દુખતો હોય તો બીજા ઇન્સાનને એ દુઃખનું જોર કેટલું છે, તે કેમ માલમ પડે? જ્યારે તેનો પણ દાંત દુખતો હોય ત્યારેજ. તેમ ગરીબ બહેનો, ગરીબાઇ કાંઇ પાપ યા શ્રાપ નથી. ગરીબાઇમાં જનમવાથી કશું સરમાવા જેવું નથી. બેશક દુઃખ તો સર્વ માટે છે. રાજા કે ફકીરને પણ ઘડીની ચાલ છોડતી નથી, ત્યારે ગરીબાઇમાં જન્મી, જે પણ કાંઇ કડવા અનુભવો આપણે જોયા હોય, તો તે અનુભવો આપણા બીજા દુઃખીઓને કહેવામાં શરમાવું નહિ, કારણ આપણા અનુભવોથી તેઓ પણ ચેતીને ચાલે, કે જેથી તેઓની મુઝવણો કમી થાય.

હવે બહેનો તમો થોડા દિવસમાં એક વેપારી બનશો, માટે પહેલાં-થીજ પૈસા રોકડા લેવાની રૂઢી અખત્યાર કરજો. ધ્યાન રાખજો કે તમો મહેનત કરી પૈસા માગો છો, ભીખ માંગતાં નથી. માટે રોકડા પૈસા માંગવા શરમાવું નહિ. નીચલા થોડા દાખલાઓ ધ્યાનથી વાંચજો કે જેથી પછવાડેથી પસ્તાવું ન પડે.

(૧) ચાર પડાંના ધાસલેટના પેટારામાં બેસી આવનાર એકે કહેવાતો શેઠયો, મારી રોશન પાસે તૈયાર કરેલાં કપડાં લઇ સો રૂપીયાની નોટ કાઢી. હવે ગરીબને ત્યાં સોનું છુટું કયાંથી હોય? તો કપડાં લઇ આ ગૃહસ્થ ઇન્સાને કહ્યું "નીચે જઈ ડ્રાઇવર સાથ મોકલી આપું છું." તે આજની ઘડી સુધી ટંકશાળમાં છુટું કરાવે છે.

(૨) મોટાં બાઇએ કહેવાડયું છે, કે સાંજના ફરવા જતાં પૈસા આપી જઇશ, માટે હમણા કપડાં આપો. મોટાં બાઈ પણ આજ લગી કોણ જાણે એવણના બપાવાને મલવા ગયાં કે શું તે પાછાં દેખાયાંજ નહિ.

(૩) કેટલીક શેઠાણીઓ પ્રીટ કરવા કપડાં ઘરે માંગે છે અને પૈસા માંગતાં કપડું બગાડી નાંખ્યું છે, માટે કપડાંના પૈસા ઉલટા આપણી પાસે માંગે છે. ગરીબાઇને લીધે, ઘર સંસારની મુશ્કેલીને લીધે, આપણે તૂં તાં કરી શકતા નથી. વળી આપણે ગરીબ હોવાથી આજુબાજુના લોકો એઓ-નીજ ખુશામત કરે છે જો એજ શેઠાણીઓ દરજી પાસે જાય તો "મુવો તરતર કરવા લાગ્યો, તેથી મેં તો મુવાના દીલ પર પૈસા ફેંકી દીધા, અને

જેવું તેવું કપડું ખેંચી લાવી." મારે સવાલ એ પુછવો છે કે તેજ શેઠાણી હમદીન ગરીબ બાઇના દીલ પર એમ પૈસા કેમ નથી ફેંકતી? કારણ તે જાણે છે કે દરજી તો રસ્તે વાવતા ઉરાડશે, અને વળી ચોરી પર સરજોરી કે મુવાં પારસીઓને શું મદદ કરીયે, તેઓ તો બહુ હલકટ અને નગુના છે.

(૪) અરે બહેનો, જો કોઇ એવી પૈસાદારમાં ખપતી ચળકતી બાઇ જો તમોને પહેલાંથી એડવાનસમાં પૈસા આપે તો લોભાતાં ના કે કેવી ભલી બાઈ છે. તમોને છેતરાવવા "મા તુંને તો કાંઈ ઘરે ખરચવા જોઇએ કેની લે એમાં શું? પારસી પારસીને મદદ ન કરે તો કોણને કરે?" એમ મીઠી વાતો કરી બધું સીવડાવશે. અને "મા, ઘરથી તારા બાકીના પૈસા મોકલી આપીશ." તમે વિચારશો કે એને તો પહેલાંજ એડવાન્સમાં આપ્યા છે તો એ પૈસા તો દુબાડશે નહિ. પણ નહિ, બાકીના પૈસા તો તમોને કાશીની જાત્રે જઇ લઇ આવવા પડશે. બેશક, હું બધાં માટે લખતો નથી, પણ ચેતીને ચાલજો. તમો મહેનત કરી પૈસા ન મેળવી શકશો તો તમો નાઉમેદ થશો અને ધંધો કરવા પણ તમોને ગમશે નહિ. એકાદ રૂપિયો ખર્ચી **પૈસા લીધા વગર તૈયાર કપડાં આપવામાં આવશે નહિ,** એવું પાટીયું દીવાળે ટાંગી રાખજો. દરજીને રોકડા આપે, અને આપણને "ગરીબ બાઈ છે કરીને કામ આપું છું" એવાં ભીખ આપનારાં અને લોકોમાં લાહેરીઓ કરનારથી સો ગાઉ દૂરજ રહેજો. તમો ગરીબ છો તો ગરીબોનાં કપડાં વેતરી, તેઓ પાસ પાનપાવલી ઓછી પણ લેશો, તો ખોવા જેવું કાંઇ નથી. કારણ કે બે ચાર આના ઓછા કમાવા છતાં, તમો તેઓના આશિષો મેલવી શકશો, અને એવા આશિષોથી તમોને ખુદા ઘણું આપશે.

દરેક વસ્ત્રમાં કપડું કેટલું જોઇશે, તે માટે તમારી નોંધ માટે એક ખાસ જુદો કોઠો આપ્યો છે અને દરેક વસ્ત્રના વીશયની શરૂઆતમાં પણ આપ્યું છે. આ માપમાં પા–અર્ધો વાર જાસ્તી છે, કે જેથી તમોને કપડું વેતરાશે કે નહીં તેની ફીકર રાખવી પડે નહી.

છેવટે તમારી પાસેથી એક માફી માંગવી છે, તે આ માટે કે હું કાંઇ લેખક નથી. લેખક હોવાનો દાવો પણ કરતો નથી. આ મારી પહેલીજ "Efforts" (મહેનત) છે, માટે કોઇ અક્ષર, શબ્દ તથા ભાષામાં ભૂલ હોય તો મને દરગુજર કરશો. કેટલાક શબ્દો, જેવા કે; "ડોટેડ લાઇન્સ," "માર્ક કરો," "ફ્રન્ટ બેક," વગેરે અંગ્રેજી શબ્દો વાપર્યા છે, તો તેને આંખમીચામણા કરી જવા દેશો.

સૌથી છેવટમાં, " The Very End" માં એટલીજ દુવા આહીશ કે મારી બહેનો તમો પાક કીરતારની મહેર અને મદદથી અને આ કીતાબથી જલ્દી કમાતાં થાવો. તમારા ગરીબ સંસારમાં તમો એક ધરખમ પાયા સમાન થઇ પડો. જ્યારે તમો કમાતાં થાઓ, ત્યારે મુજ જેવા ગરીબ પર લખવાનું ચુકશો નહિ. તે ઉપરાંત મુજ ગરીબની કાંઇ ભૂલ હોય, તો તે બતલાવવા અચકાશો નહિ. જો તમને કંઈ સમજ ન પડે, તો બે લાઇન લખજો, હું મારી ફરજ સમજી તમારી મુઝવણુ દુર કરવા મારૂં બનતું કરીશ. મારી ઘેરસમજ પર તમારે જે પણુ સુધારો સૂચવવો હોય, તો તે જરૂર લખજો, કે જેથી બીજી આવૃત્તી વખતે તે છપાય અને ગરીબ બહેનોનું કામ સરળ બને. ખુદા તમારો મદદગાર થાય અને મારી મહેનતનો જશ તમોને મલે. " God Bless you."

" રોશન મહેર."



# ૧ દીવસમાં દરજન.

**બંદગી.**

નમન કરૂં હું દાદાર હોરમઝદ,
સર્વે નેકીના ગેતી જ્ઞાની રહેબર;
મુશકીલ આશાન કરજો મુજની, ઓ સર્વેના પાળનહાર.

નેકી બક્ષી પાપ નીવારી—બક્ષજો ઓ મુજને રૂડા તનમન,
ખાકી હું છું-પાપી હું છું—દયા ચાહું છ તમની;
ખુદા દુવા મુજ ગરીબની—ઓ સાંભલજો દાદાર.

"રોશન મહેર."

## મારી બહેનોને બે બોલ.

બાનુઓની શોભા પોષાક પર છે. પોષાકની અગત્યતાતો સર્વને છે. તવંગરોનાં મોંઘાં કપડાં અને ગરીબોનાં સસતાં. હાલના વખતમાં આપણને કપડાં કરતાં પેલી કહેતી પ્રમાણે 'સોના કરતાં ઘડામણ ભારી,' તેમ સીલાઇ મોંઘી પડે છે. પાંચ રૂપિયાના કપડાં પર રૂા. દસ સીલાઇના આપવા પડે છે. દરજીઓ કંઈ ખુદાના ઘરથી શીખી નથી આવતા. નાનપણમાં તેઓના વડીલો દરજીના હુન્નર પર તેઓને રોકે છે, જેથી તેઓ "Experience makes the man perfect" તેમ મોટા થતાં પ્રવીણ બને છે. ઘણાઓને એવો ધખારો હોય છે કે દરજીનો દીકરોજ દરજી બને, આપણે ન થઇ શકયે. એ ભૂલભર્યો ખ્યાલ છે. દાખલા તરીકે જો મહેરવાનજીનો દીકરો માણેક, ડૉકટર થાય અને માણેકનો દીકરો ફીરોઝ નાનપણથી બાપણી માફક ડૉકટર બનવાના ચીન્હો બતલાવતો હોય તો મારે એક સવાલ પૂછવો છે કે મહેરવાનજી તો ડૉકટર નથી અને તેનો દીકરો ડૉકટર બને એ કેમ? તેથી હુન્નર તો કોઇ પણ ઇન્સાન લઇ શકે. એમાં વંશવસીલાતપણું કાંઈ હોતું નથી. તેમ મારી બહેનો, તમો ખંત રાખી આ હુન્નર શીખવાનો નિશ્ચય કરશો તો જરૂર તમો તે કીરતારની મહેરથી ફાવશો.

આપણા મમાઈ બપાઇના વખતમાં ડીપ્લોમાં કોર્સીસ ન હતા. આપણા ઘણાખરા વડીલોને ચોંઈ દરજીનુંજ કામ પડતું હતું. તે વખતે આ ચોંઇ દરજીની દુકાનમાં અસ્તરી કરવા પેડેડ બોર્ડસ ન હતા. વળી વેતરવા માટે ટેબલ પણ ન હતી. એ લોકો પાસે જરીપૂરાણાનું પેલું "વાડીયાનું મશીન" હતું. હાથમાં અંગુઠી, ખુણામાં ગજ, અંગરખામાં ખોસેલો સોય દોરો અને કાપ મૂકવા ચાલતી કાતર. એ લોકો હસી હસાવી પૈસા કમાતા. ખુદાની મહેરથી તમો પણ એવી રીતે કમાવો.

દુકાનમાં જોશો તો સુવા માટે અચ્છું બિછાણું પણ ન હશે. પણ ગામમાં ઘર અને જમીન તો હશેજ. આપણે પણ તેમના જેવાં માણસ છીએ તો આપણે પણ ઘરમાં બેસી પ્યારની વાર્તા વાંચવા કરતાં, આ ઘોળિયેથી પેલા ઘોળિયા પર, એક પાટલેથી પેલે પાટલે, ઉંઘાઇને દિવસો કાઢવા કરતાં અથવા સહવારથી કાણુંવાલી મોટી પર્સ લઈ શોપીંગે જવાના ઢોંગ કરતાં, અથવા સાંજના ભપકો બતાવવા મરીન ડ્રાઇવ જવા અને નીંદા કરવા કરતાં ખુદાએ આપેલો કિમતી વખતનો ઉપયોગ બરાબર કરવો જોઇએ. ઘણાં જન પાસે સાંચો હશે, પણ ખાલી સીવવાના સાંચાથી એકદમ દરજન બનાય? ફલાનું જોઇએ ને ચીનું જોઇએ તે હાથ જોડી બેસી રહેવાથી મળી શકતું નથી. વખતનો બરબાદ ન કરતાં ચાલો હું તમને થોડા ક્લાકમાં દરજન બનાવી દઉં.

ચાલો ત્યારે તમારી પાસે સાંચો તો છે. મેઝર ટેપ, અંગૂઠી, સોય, દોરો, થોડી ટાંકણી અને સાડડી કે સેતરંજી પણ ઘરમાં હશે. જેમ સોય વિનાનો દરજી નથી તેમ હાલના વખતમાં અસ્તરી વિના પણ દરજી નથી. માટે થોડા રૂપિયા ખર્ચી કોલસાની ૩-૪ પાઉંડની અસ્તરી ખરીદજો. જો ખીસામાં ભાર હોય તો ઇલેકટ્રીક અસ્તરી ખરીદી ભાર ઓછો કરજો. ઇલેક-ટ્રીક અસ્તરી તમને બહુ ઉપયોગી થઈ પડશે.

## તમો દરજન કેમ બનશો?

પહેલાં તે પાક દાદાર અહુરમઝદનું નામ ઝબાને લઈ આપણા શુભ કામની શરૂઆત કર્યે.

એક દરજન બનવા એક સૌથી કિમતી વસ્તુની જરૂર છે અને તે સફાઇ છે. હંમેશા તમારા હાથ સાફ રાખવા. પરસેવાથી હાથ લૂછવા સાથે રૂમાલ રાખવો. મશીન પણ સાફ રાખવું. એક કે બે અઠવાડિયે મશીનમાં તેલ પૂરવું. તેલ પૂર્યા પછી સોય આગલથી અને પ્રેસર ફુટના દાંતા પરથી તેલ લૂછી નાખવું. એક ફાલતુ કપડું પ્રેસરફુટ નીચે દાબી મશીન ચલાવવું,

કે જેથી તેલ ટીપકતું નીકળી જાય. સીલાઈ કરવાના કપડાં પર તેલનો ડાઘ ન પડવો જોઇએ. સોયનો દોરો પણ મેલો ન થાય તેની તકેદારી રાખજો. હાથથી સીવવાની સોયમાં દોરો ૨ ફુટથી વધુ લાંબો રાખશો નહિ, કે જેથી મેલો થાય અને સીવનારના હાથને એમ લાગે. કપડું પણ બારેવાટ રહેવા દેતા ના. હંમેશ સફાઇથી ઘડી વાળી કબાટમાં મૂકવાની ટેવ પાડજો. સીલાઇ કર્યા પછી દોરાના છેડા હાથથી ખેંચી તોડતા ના. દોરો હંમેશ કાતરે કાપજો. મશીનની સીલાઇનો છેડાના દોરા લાંબા રાખી ગાંઠ મારજો અથવા શરૂઆત અને આખેરના છેડા પર મશીન ડબલ મારજો કે જેથી છેડા અંદર દબાય. દોરો હાથે તોડવાથી કપડાંને સોસવણ આવશે અને કપડું પણ ચુંઠાયલું દેખાશે.

લોંગકલોથ, ડ્રીલ જેવાં જાડાં કપડાં સીવતાં મીનનો ઉપયોગ કરજો. સીવન કરવાના ભાગ પર મીન લગાડવાથી સોય સહેલાઇથી કામ કરી શકે છે. મશીનનો ટાંકો મધ્યમ રાખવો, ઘણો મોટો યા છેક બારીક રાખવો નહિ. મશીન યા હાથની સોય કાટાયલી રાખવી નહિ. સોય અને ટાંચનીની અણી બુઠ્ઠી હોય તો વપરાસમાં લેવી નહિ, કારણ બુઠ્ઠી અણીથી કપડાંમાં કાણાં પડશે.

## કયા નંબરની સોય વાપરશો.

| સોય મશીનની. | સોય હાથની. | કપડાંની જાત. |
|---|---|---|
| નં૦ ૧૧ | નં૦ ૧૦ | રેશમી જ્યોરજેત યા પતલું કપડું. |
| નં૦ ૧૪ | નં૦ ૮ | સાધારણ જાડું કપડું. |
| નં૦ ૧૬ | નં૦ ૬ | ડ્રીલ, લોંગકલોથ અને જાડું કપડું. |

કાતર પણ હાલમાં જે તમારી પાસે હશે તે ચાલશે. પણ વખત જતા ઓછામાં ઓછી ૭″ થી ૯″ ની કાતર જોઇશે. આ કાતર કપડું વેતરવા માટે બહુ ઉપયોગી થઈ પડશે.

**અસ્તરી :**—અસ્તરી દરજીઓ માટે બહુ ઉપયોગી ચીજ છે. અસ્તરી ઘણી ગરમ કરવી નહિ.

## અસ્તરી કયારે વાપરશો.

(૧) કાપ કાઢવા અગાઉ કપડાંને અસ્તરી મારવી.

(૨) એક સાંધો સીવ્યા પછી અસ્તરી મારવી.

(૩) કોલર, ખીસા, બાંયના કફ અને વાળેલી બોર્ડરોને સીલાઇ કરીને અસ્તરી મારવી.

(૪) ટાકાની ઘડીમાં જે કપડાંને સળ પડયા હોય તે પહેલાં અસ્તરી મારી સીધા કરવા. આંગળી પાણીમાં ભીંજવી સળ પર લગાડી અસ્તરી મારશો તો સળ નીકળી જશે.

## અસ્તરી કેમ કરશો.

નં૦ (૧) સીવન કરતાં પોષાકનું કપડું ખેંચાઇ ગયું હોય તો ફાલતું કપડું પાણીમાં બોળી ખેંચાઇ ગયલા સાંધા પર પાંથરવું, અને પછી અસ્તરી મારવી.

નં૦ (૨) રેશમી યા ઝીણાં કપડાં પર ભીનાશવાળું કપડું વાપરવું નહિ. આવાં કપડાં પર હાથ નરમ ચલાવવો.

નં૦ (૩) સુતરાઉ કપડાંની ૪–૫ ઘડી વાળી યા તો ફાટેલા બંદુસની ઘડી વાળી ભરતકામ કીધેલાં કપડાં પર મુકી અસ્તરી મારવી કે જેથી ભરતકામ દબાઈ ન જાય.

નં૦ (૪) ગરમ કપડાં માટે અસ્તરી ઘણી ગરમ કરવી નહિ. ઘણી ગરમ કરશો તો ઉન બળી જશે.

નં૦ (૫) ગોલ કિનારીઓ માટે આખી ચપટી અસ્તરી ફેરવવી નહિ, પણ અસ્તરીની કિનારીનો ઉપયોગ કરવો.

નં૦ (૬) બટન કે હૂકની પટીને બટન સીવવા અગાઉ અસ્તરી કરવી.

નં૦ (૭) અસ્તરી ગરમ કરતી વખતે અને અસ્તરી કરી રહ્યા બાદ હંમેશાં અસ્તરીને 'સ્ટેન્ડ' પર મુકવાની આદત રાખવી.

નં૦ (૮) અસ્તરી કરી રહ્યા પછી ઇલેકટ્રીક સ્વીચ બંધ કરી નાખવાનું ધ્યાન રાખવું નહિ તો આખી અસ્તરી બાળી નાંખશો.

નં૦ (૯) અસ્તરી હંમેશાં ઉભા રેષા ગમથી મારવી. જો આડા રેષા તરફથી મારશો તો કપડું રબરની ફાની ખેંચાતું લાગશે.

## સોય અને દોરો.

આ જમાનામાં દરેકને નાના કે મોટાં ગરીબ કે તવંગરને સોય અને દોરા વગર ચાલે એમ નથી. માનવીનો શણગાર સોય અને દોરાથી થાય છે. ઘર સંસારમાં આ સોય દોરા પર હકુમત ચલાવવા બૈરાંઓ સરજાયાં છે. આ સોય દોરાથી એઓ ઘર મધેના સર્વેના વહાલાં થઈ પડે છે. જરા કપડું ફાટી ગયું હોય કે ઉખડી ગયું હોય કે તરત આ સોય દોરાની જરૂર અવસ્યની થઈ પડે છે. તેજ પ્રમાણે આ સોય દોરાની શેઠાણીનું નામ ઝટ યાદ આવી જાય છે. માટે તમે સોય દોરાની શેઠાણીઓ,

તમે હાલમાં દરજન બનવાનો વિચાર કીધો છે તો તે સારૂ થોડાક ટાંકા, ગેધર. ફ્રીલ, વગેરે જાણવું બહુ જરૂરી છે. તમારા ફુરસદના ટાઈમમાં ફાલતુ કપડાં પર આ વિભાગમાં જણાવેલી ફ્રીલ, ગેધર, વગેરે કરવાની કોશેશ કરજો. સીલાઈ કરવા લીધેલાં કપડાંમાંથી તમારા નસીબે સીલાઇના પૈસા અને થોડાક કપડાંના ટુકડા પણ તમને મલશે. આ ટુકડાઓ ચીઠરાં સમજી ફેંકી ન દેતાં સાચવી રાખી એજ કપડાંના બટનો, ફ્રીલ, પાઇપીંગ વગેરે કરી જો બીજા ઘરાકના કપડાં પર ટાકશો તો તમારી કમાણીમાં ઓર વધારો થશે. ઘરાકનું કપડું શોભશે અને તે થોડાક જાસ્તી પૈસા તમને જરૂર આપી જશે.

અસલ આપણા મમાઇ બપાઈ જ્યારે નાનાં ભુલકાંઓને સીવતાં શીખાડતાં તે વેળાએ જેવો સોયમાં દોરો પોતાં આવડયો કે તરત દોરાને છેડે ગાંઠ મારતાં શીખાડતાં. પણ આ ગાંઠ મારવાની હાલમાં રૂઢી નથી યાને ફેશનથી ઉલટુ છે. મોટા કુકડા જેવા ગાંઠ મારવા કરતાં શરૂઆતના ટાંકા વેળાએ દોરાનો છેડો એક ઇંચ લાંબો રાખી તેને દાબી પકડી જો બે બખ્યાના ટાંકા મારી લીધા હોય તો ગાંઠ મારવાની કાંઇ જરૂર રહેતી નથી. ઉતાવળે આંબા પાકતા નથી. તે પ્રમાણે દોરો હાથે તોડવો નહિ અથવા તમારા રૂપાળા દાંત વડે કાતરશો નહિ. દાંત કાંઇ કપડું કે દોરો કાપવા ખોદાયજીએ તમને આપ્યા નથી. કાતરનો ઉપયોગજ હમેશાં કરશો. કાતર બુટ્ટી થશે તો ધાર કરાવાશે, પણ દાંત પડી જશે તો બીજો આવતાં જમાનો લાગશે. સફાઈ સુઘડાઇ એ દરજીઓનો મુદ્રા લેખ છે,

## કોર અને સાંધા.

ઘણાં પતલાં કપડાં સીવાય, દરેક કપડાંનો સાંધો મશીનમાં સીવવો. કારણ મશીનમાં સીવ્યાથી સાંધાઓ મજબુત રહે છે અને ઝટ ઉખડી જતા નથી. રેશમી કપડાંની કોર હાથે સીવવી, જેથી તે તણાઈ યા સંકોચાઇ જાય નહિ. હર વખતે એક સાંધો યા કોરની સીલાઇ થઈ કે તરત તેને અસ્તરી મારવી. આ પ્રમાણે પહેલાંથી લીધેલી થોડી મહેનતથી આપણું કામ સફાઇ-દાર નીકળે છે, તે ઉપરાંત બંધબેસતું પણ સીવાય છે.

બે કપડાનાં ટુકડાને સાથે સીવતાં એક સાંધો થાય છે.

ઉનના કપડાંને સાંધો માર્યા પછી ઉલટા વધેલાં કપડાંની બે કોરને ઓટણ કરવી.

ઘણું જાડું કપડું હોય તો તેની કોર સાંકળીના ટાંકાએ સીવવી.

જાડું કપડું કે જેની કોર વાળી ન શકાતી હોય યા તો એકદમ જાડું પડ થતું હોય તો તેવાં કપડાંને પતલાં કપડાંની પટી આપી સીવી લેવી.

બે કપડાંને સાંધો મારી અવળે પડે વધેલાં કપડાંને ચીરી અસ્તરી મારી સપાટ અથવા ફ્લેટ કરવાં અને પાછી મસીનની સીલાઇ કરવી.

બે કપડાંને સાંધો મારી અવળે પડે વધેલાં બેઉ કપડાંને અંદર કોર વાળી મશીન મારી સીલાઇ કરવી.

જો કપડું જાડું હોય તો અંદરના એક પડને પા ( ૦। ) ઇંચ જેટલું કાપી પછી કોર વાળી સીવવું.

કપડાંના રેષા જો દાબવા હોય કે જેથી કપડું ચૂંઠાઇ જાય નહિ તો તે માટે છુટા છુટા ઓટણના ટાંકા મારવા.

ગોલ સાંધાઓ જેવા કે બાંયના બગળના ગાળાના સાંધાનું અંદરનું કપડું બરાબર બેસે એમ કરવું હોય તો દરેક ઇંચે પ્લેટ નં૦ ૧ ચીત્ર નં૦ ૧૪ માં બતાવ્યા પ્રમાણે કપચા મૂકવા અને પછી કપડાંના વધેલા ભાગને ચીરી અસ્તરી મારી ફ્લેટ કરવા.

**French Seam ( ફ્રેન્ચ સીમ ):**—આ સાંધાની સીલાઇ કરતી વખતે પહેલાં કપડાંના બે અવળાં પડને સાથે રાખી ચતે પડે કિનારી નજીક મશીનની સીલાઈ કરવી. આ સીલાઇ કપડાંની કિનારીની લગોલગ કરવી. કિનારીથી દુર કરવી નહિ. જો સીલાઇ દુર કીધી હોય તો સીલાઇની લગોલગ કપડું કાપી નાખવું. હવે કપડું ઉથલાવી અવળે પડે ઉપલા કીધેલા સાંધાનું કપડું સીલાઇમાં આવી જાય એ પ્રમાણે મશીન મારવું. સાંધો ઘણો પહોળો ન થાય તે ધ્યાન રાખવું. આ ફ્રેન્ચ સીમનો સાંધો બ્લાઉઝ ને ફ્રોકના સાંધાઓમાં કરવામાં આવે છે. આ સાંધો બહુ ટકાઉ છે.

## ચમતા ( Darts. )

ચમતા ફ્રોક અથવા બ્લાઉઝના આગલા તથા પાછલા ભાગમાં કપડું બરાબર શરીર પર બંધબેસતું આવે તે માટે લેવામાં આવે છે. જુવો પ્લેટ નં૦ ૧ ચીત્ર નં૦ ૧૫. ચીત્રમાં જે ડોટેડ લાઇન છે તે ચમતાની સીલાઇ છે. હંમેશાં એ સીલાઇ સીધી કરવી અને એક છેડાએ મેળવી દેવી જુઓ ચીત્રમાં A. સીલાઇ કરી રહ્યા પછી કોઇ એ ચમતાના વચમાના ભાગને વચમાંથી કાપી સાંધો ચીરી અસ્તરી મારી ફ્લેટ કરે છે. બ્લાઉઝમાં ચમતાની A પોઇન્ટ ઉપર અને B પોઇન્ટ બોર્ડર ઉપર આવશે. પહેલા ચમતા કરી બોર્ડર વાળવી. બ્લાઉઝના ચમતા ૫" થી ૬" લાંબા રાખવા.

જ્યારે ફ્રોકના ચમતા લેવાના હોય ત્યારે બ્લાઉઝમાં લીધા તેમજ લેવા. ફ્રોકમાં કમરથી ઉપલા ભાગમાં ૩" થી ૪" જેટલા લાંબા લેવા. ફ્રોકના ચમતાના ઉપલા ભાગની B પોઇન્ટ કમરના સાંધા આગલ આવશે જ્યારે કમરથી નીચલા ભાગના ચમતાની પણ B પોઇન્ટ કમરના સાંધા ઉપર




પ્લેટ નં૦ ૧.

રાખવી. નીચેના ચમતા ૫" જેટલા લાંબા લેવા. કમરના ઉપલા અને નીચલા ભાગના ચમતા એક લાઇનમાંજ લેવાની સંભાળ રાખવી.

## હાથના ટાંકાઓ.

**ફાંક :**—સોય અને દોરો હાથમાં લીધો કે પહેલી સીલાઇ તે ફાંક છે. ( Tacking or Basting ). હંમેશાં ફાંક જમણી બાજુએથી શરૂ કરી ડાબી બાજુએ જવું. ફાંક મશીનની સીલાઈ જ્યાં કરવી હોય તેની નીચે કરવી જેથી મશીનની સીલાઇના દોરામાં આવી ન જાય. એમ કરવાથી ફાંક ઉખેડવી બહુ સહેલ થઇ પડશે. ફાંક ઉખેડવી હોય તો ફાંકના ટાકા કાતરે કાપવા અને પછી દોરાના ટુકડા અલગે હાથે ઉચકી લેવા. ફાંકના ટાંકા એકસરખા લેવા. ફાંકના ટાંકા — — -- — — આ પ્રમાણે લેવા. જો કપડાંની ફ્રીલ બનાવવી હોય તો તે કપડાંની પટીને સીધી લાઇનમાં ફાંક મારવી અને દોરાનો છેડો કાપી નહિ નાખતાં લાંબોજ રાખવો અને પછી દોરો ખેંચી એકસરખી ફ્રીલ ગોઠવવી.

**દોરાતણ અથવા Running :**—ફાંકના નાના બચ્ચાંને દોરાતણ કહે છે. ફાંકના મોટા ટાંકા હોય છે જ્યારે દોરાતણના નાના નાના ટાંકા સોય પર એકસામટા લઈ સોય કપડાંમાંથી ખેંચતાં જે દોરાના ટાંકા પડે છે તેને દોરાતણ કહે છે. એક સાંધાને મશીન મારવું હોય તો તે પહેલાં દોરાતણ કરવી. દોરાતણના ટાંકા - - - - - આ પ્રમાણે હોય છે.

**બખિયો ( Stitching ) :**—જે પ્રમાણે મશીનમાં સીલાઇ કરતાં ઉપર અને નીચે એકસરખા ટાંકા પડે છે તેને મશીનનો બખિયો કહે છે. તેજ પ્રમાણે હાથે કરવાથી તે હાથની સીલાઇનો બખિયો બને છે.

**ઓટણ ( Hemming ) :**—કપડાંની કોરોની સીલાઈ કરવા ઓટણના ટાંકા વપરાય છે. ઓતણ, બાંય, ગળાંની પટીઓ, બ્લાઉઝની બોર્ડરો, અને કોલરના બીજા પડની સીલાઇ કરતી વખતે ઓટણના ટાંકા મારવામાં આવે છે. કપડાંમાં સોય ભોકી ટાંકો ખેંચતી વખતે જો બારીકજ કપડુ સોયની અણી પર લીધું હોય તો ઓટણ બારીક આવે અને બહારના પડ પર પણ ન દેખાય એવી સીલાઇ બનશે.

**હાથના ટાંકાઓની ફેશન :**—પ્લેટ નં૦ ૧. ચીત્ર નં૦ (૧) માં તમે પાસે પાસે સાડા ટાંકાઓ લીધેલા જોશો. ચીત્ર નં૦ (૨) માં પહેલાં દોરાતણ જેવા ટાંકા છુટા છુટા લઈ તે ઉપર એમ્બ્રોઇડરીમાં કોર્ડીંગ કર્યે છીએ તે પ્રમાણે હાથે લીધા છે. ચીત્ર નં૦ (૩) માં દોરાતણના ટાંકાઓની વચ્ચે આડકતરા ટાંકાઓ મારી ટાંકાઓની સુંદરતા વધારી છે. આ ટાંકો બે

રંગના દોરાએ વધુ શોભા આપશે. નં (૪) ને બ્લેંકેટ સ્ટીચ કહેવામાં આવે છે. એ જાડાં કપડાંની કોરમાં કરવામાં આવે છે. નં૦ (૫) માં ટાંકાઓ એવી રીતે ગોઠવવામાં આવ્યા છે કે જ્યારે આખું ખલાસ થાય ત્યારે તે પાત્રાં રૂપી આકાર બને છે. ચીત્ર નં૦ (૬) સાદો હેરીંગ બોન અથવા કેચ સ્ટીચ (Simple Herring bone or Catch Stitch) છે. એ ટાંકા માટે આગળ જોઈશું. નં૦ (૭) માં મોટા ટાંકાઓની ગોઠવણ કાંધેલી જણાય છે, જ્યારે નં૦ (૮) માં એજ મોટા ટાંકાઓની પાસે પાસે નાના ટાંકાઓ લઇ એક ઝુમખો બનાવેલો છે. નં૦ (૯) માં ચોકડી યાને Cross ના ટાંકાઓ છે. નં૦ (૧૦) અને નં૦ (૧૧) માં બે જાતની સાંકળીઓના ટાંકા છે. નં૦ (૧૨) માં ત્રણ મોટા ટાંકા લઇ, વચમાંથી આડો ટાંકો ખેંચી લીધો છે જેથી બો જેવો આકાર બને છે. નં૦ (૧૩) માં ગાડીનાં પૈડાંના દાંડાઓ યાને Spokes માફક ગોઠવી આકાર આપેલો છે. એવા બીજા અનેક ટાંકાઓના આકારો તમે ભેજું વાપરી શોધી શકો છો. તમારા ફુરસદના વખતમાં તે પાક કીરતારનું નામ લઈ કામ પર બેસશો તો જરૂર તે ખુદાવંદતાલા તમારા મગજમાં સારા આકારોનો વિચાર આપશે.

**Herring Bonning** અને **Faggoting**:—આ ટાંકાઓ બે કપડાંના ટુકડાની કિનારીઓ પર કરવામાં આવે છે. એ માટે એક જાડાં બ્રાઉન પેપરના કાગજ પર પ્લેટ નં૦ ૨, ચીત્ર નં૦ ૧ પ્રમાણે બે કપડાંના ટુકડાને ફાંક મારી ટાંકવા, અને પછી ચીત્રમાં બતાવ્યા પ્રમાણે ટાંકા કરવા. આ ટાંકા ઉપરાંત Drawn thread work પણ આજ પ્રમાણે કરવું. ચીત્ર નં૦ ૩ અને ૪ માં ફેગોટીંગની બે ડીઝાઇનો આપવામાં આવી છે.

**Gauging** :—ગેજીંગ એટલે કપડાંને ગેધર યાને શોસવન લેવી. તે ચીત્ર નં૦ ૫ ને ૬ માં બતલાવવામાં આવી છે. જે કપડાં પર ગેજીંગ કરવી હોય તે કપડાં પર મશીનનો મોટો ટાંકો ગોઠવી ૩-૪ લાઇનની સીધી સીલાઇ કરવી. જો સીધી સીલાઈ શરૂઆતમાં ન આવે તો બટર પેપર યા પતલાં બ્રાઉન પેપર પેનસીલથી સીધી લાઇન દોરી અને કાગજને કપડાં પર ફાંક મારી ગોઠવવો. કાગજ પરની પેનસીલની લાઇનિ પર મશીન ચલાવવું એટલે સીધી લાઇનિ પડશે. અવળે પડનો મશીનનો દોરો ખેંચવો. મશીનની સીલાઈ કર્યા પછી દોરાના છેડા કાપી ન નાખતાં લાંબા રાખવા. એક પછી એક સીલાઇનિા દોરા ખેંચી સરખી ગેધર યાને શોસવન ગોઠવવી. આ પ્રમાણે તમારી ગેજીંગ યા શોસવન તૈયાર થશે. ગેજીંગ તૈયાર કર્યા પછી જો રંગીન દોરાની ઝીણી મશીન કોર્ડીંગ કરાવશો તો વધુ શોભા આપશે. હંગેરીયન બ્લાઉઝના ગળાં આગળ અને નીચે પણ એવીજ ગેધર

અને ગેઝીંગ કરવામાં આવે છે. પણ આ બ્લાઉઝ પર રંગીન દોરાથી જાત-જાતના ટાંકાઓની ગોઠવણ કરી આકર્ષીત આકાર આપવામાં આવે છે. જો આવા ટાંકાઓની ડીઝાઇનો કરવી હોય તો આ ખેંચેલા મશીનના દોરા પર કરવી કે જેથી ડીઝાઇનો સીધી લાઇનમાં આવે.

## ફ્રીલ.

સીધી કપડાંની પટીને ફ્રાંક મારી ખેંચવાથી ફ્રીલ બને છે. આ ફ્રીલ કાંઇ એટલી આકર્ષીત લાગતી નથી. પણ જો નીચે પ્રમાણે બનાવવામાં આવે તો તે શોભે છે. એક બ્રાઉન પેપરનો કાગળનો ટુકડો લેવો. (સાઈઝ ૧૨"×૧૨" ચોરસ) આ કાગળને અધવચ્ચેથી ઘડી કરો. પાછી ઘડી કરો. એમ કરવાથી નાના નાના ચાર ચોરસ ભાગ થશે. હવે પાછી ઘડી કરો, પણ આ વેળા આડકતરી કરો. આ પ્રમાણે ઘડી કરવાથી વચમાની પોઇંટ પર આઠ સરખા ભાગ પડેલા જણાશે. ઘડીઓ ખોલતા ના. આ ઘડીઓનો આકાર પ્લેટ નં૦ ૨, ચીત્ર નં૦ ૭ પ્રમાણે તમને માલમ પડશે. પોઇન્ટ A આગળ બધી ઘડી મળે છે જ્યારે પોઇન્ટો B અને C નીચેની કિનારીના છેડા છે. હવે B ને C પોઈન્ટોની જરા ઉપર એક લાઇન H J દોરો. જરા ગોલ આકારે દોરજો. ઘણી ગોલ અથવા સીધી દોરશો તો ખૂણિયાં પડશે. એ માટે પ્રથમ કાગજ પર કરવાની કોશેશ કરજો. હવે જેટલી ફ્રીલ તમને પહોળી જોઇતી હોય તેટલા માપની પોઇન્ટો H અને J ની ઉપર કરવી. જો ૧॥" ની ફ્રીલ જોઇતી હોય તો પોઇન્ટ H થી ૧॥" ઉપર પોઇન્ટ K કરો, અને તેજ પ્રમાણે પોઈન્ટ J ની ૧॥" ઉપર પોઇન્ટ L કરો. જો આ ઘડી કીધેલાં કાગજથી બીજી વધુ ફ્રીલ નીકળી શકતી હોય તો પોઈન્ટો K L થી પોઇન્ટો M N માર્ક કરો. હવે H J, K L, M N. કાપો. આ પ્રમાણે બે ફ્રીલના ટુકડા બનશે. ફ્રીલની એક સાઇડે કોર્ડીંગ બીડીંગ કરાવવી. આ ફ્રીલ શોભા આપવાનું મુખ્ય કારણ એ છે કે એક સાઈડ બીજી સાઇડ કરતાં લંબાઈમાં નાની હોય છે. નાની સાઇડે કપડાંને ટાંકવી અને મોટી સાઇડે બીડીંગ કોર્ડીંગ કરાવવી. એક ચોરસ ફુટના ટુકડામાંથી ૨ વાર ફ્રીલ બનાવી શકો છો.

**ફ્રીલ નં૦ ૨ :**—જો તમારી પાસ ફાલતુ ટુકડા હોય તો તે કપડાંના ટુકડા પર પ્લેટ નં૦ ૨, ચીત્ર નં૦ ૮ પ્રમાણે ગોલ ગોલ કાપો એ પણ પહેલાં કાગજ પર કરશો, તો તમને સમજ પડી જશે. આ ફ્રીલ કાપવાથી લંબાઇએ તમને જાસ્તી મલશે અને ઉપર પ્રમાણે નાની સાઇડે સીલાઇ કરવી અને મોટી સાઇડે કોર્ડીંગ બીડીંગ કરાવવી.

## Honey Comb હની કોંમ.

હની કોમના ટાંકા સીલાઇ કરેલાં કપડાંને બહુ શોભીતું બનાવે છે. તે સારૂ હનીકોમના ટાંકા કેમ લેવા તે હ્યાં ખાસ બતલાવવાની જરૂર છે એ માટે જુઓ પ્લેટ નં૦ ૩, ચીત્ર નં૦ ૧. પ્રથમ જે કપડાંને હની કોમ કરવું હોય તેને અસ્તરી મારવી. પછી દર પોણા ઇંચના અંતરે કપડાંને એકસરખા સીધા સળ આપવા. જુઓ ચીત્રમાં A. B. C. D. E. F. જેટલા સળ પાડેલા હોય તેની વચ્ચોવચની બે લાઇનો પકડવી. આ લાઇનો આપણે ચીત્રમાંની A લાઇનો તરીકે ઓળખીશું. હવે ઉપરથી ટેલરસ ચોક વડે પોણો ઇંચના અંતરે નીચે સુધી પોઇન્ટો કરી જાઓ. એ પોઇન્ટો ચીત્રમાં ચોકડી આપી A લાઇનિ પર બતાવેલી છે. હવે રંગીન દોરાના બે યા ત્રણ ટાંકાએ બંને A લાઇનિની ચોકડીઓને જોડી દેવો. હવે એ લાઇનો ઉપરના ટાંકાની વચ્ચે દર પોણા ઇંચના અંતરે પાછી બીજી પોઇંટો કરો. એ પોઇંટો આપણે ચીત્રમાં A લાઇનો પર O આ પ્રમાણે જોઇશું. હવે A લાઇનની બંને બાજુની B લાઇનો પર આ O પોઇંટની સામે X ની નીશાનીઓ મૂકી જાઓ. હવે O ને X ને રંગીન દોરાએ બે યા ત્રણ ટાંકા આપી સળો જોડી દેવો. એજ પ્રમાણે B C D E F એકસરખા અંતરે ટાંકા આપશો તો હની કોમ તૈયાર થયલો જણાશે. જો સોપારાનો ઘાટ યાને ત્રીકોણ બનાવવો હોય તો ઉપરથી બંને બાજુના છેડા પરથી એક એક પોઇંટ નીચે આવતાં ઓછી કરતા જવું. આ હની કોમનો ટાંકો જરા અઘરો છે પણ જો તમે જાડા બ્રાઉન પેપર પર કરવાની કોશેશ કરશો તો હાથ બેસશે. આ કાંઈ ઘણો મુશકેલ ટાંકો નથી પણ ખંત અને ધીરજની અહીં પરીક્ષા છે. ખુદાનું નામ લેશો તો તમારૂં કામ પાર પડશે.

### પાઇપીંગની કિનારીઓ.

એક ઘરાકનું કપડું સીવ્યું કે તેના ફાલતુ ટુકડા પડેલા હશે. આ નાના યા મોટા ટુકડા તમને બહુ ઉપયોગી થઈ પડશે. કોઈ વાર બે યા ત્રણ જાતના કપડાં સાથે કરશો તો એકાદ બ્લાઉઝ યા એવું એક વસ્ત્ર બનાવી શકશો. તે ઉપરાંત નાના નાના ટુકડાના બટન, ફ્રીલ અથવા જાતજાતની કિનારીઓ બનાવશો તો આ વધું થોડી મહેનતથી તમે જાસ્તી પૈસા કમાશો.

હવે કિનારીઓ કેમ બનાવવી તે જોઇએ.

જો તમારી પાસ પાઇપીંગ બને એટલું કપડું ન હોય તો એકજ પડની સીધી કપડાંની પટી લઈ તેની બંને કોરે કોર્ડીંગ યા બીડીંગ કરાવવી અને પછી પ્લેટ નં૦ ૩, ચીત્ર નં૦ ૨ પ્રમાણે વચમાંથી ફાંક મારી ખેંચી

લઈ બ્લાઉઝ યા ફ્રોક પર ટાંકવી. કિનારીઓ સાટિન યા જ્યોર્જેટની બહુ સરસ લાગશે.




પ્લેટ નં૦ ૩.

## પાઇપીંગ.

૧॥" પહોળી સાટિન યા જ્યોર્જેટની ક્રોસ પટી કાઢવી. તેને ઉલટે પડે બેઉ કિનારી સાથે કરી મશીનની સીલાઈ કરવી. આ પ્રમાણે કરવાથી તમે એક કપડાંની નળી યાને પાઈપ જેવું કરશો. આ પટી ઉથલાવી અસ્તરી મારવી. અસ્તરી મારતી વખતે જોવું કે સીલાઈ કરેલો સાંધો કિનારીએ ન આવે, પણ પાઈપીંગની વચમાં રહે. જે બાજુ સાંધો રહે તે બ્લાઉઝ યા ફ્રોકના કપડાંને લગાડી સીવવો, અને વગર સાંધાની સાઈડ બહાર રાખવી. આ પ્રમાણે તૈયાર કીધેલી સાટિનની પાઇપીંગ બહુ દમામદાર લાગે છે.

## પાઇપીંગ ઉથલાવવાની રીત.

ઘણાકોને પાઇપીંગ ઉથલાવવાને કંટાળો આવે છે. પણ જો તમે નીચે પ્રમાણે ઉથલાવવાની વેતરણ કરશો તો તેમાં જરૂરજ ફાવશો. જેવી તમે ક્રોસ પટીની પાઈપીંગને મશીનની સીલાઈ કીધી કે તરત તૈયાર થયલા પાઇપીંગના એક છેડાને બે ચાર ટાંકા મારવા, અને તે ટાંકા સાથના દોરાને સોય સાથે પાઈપીંગના બીજે છેડે બહાર કાઢવી. હવે હલવે હલવે દોરો ખેંચતા જવો અને તેજ વેળા જે છેડાને ટાંકા માર્યા છે તે છેડાને અંદર ઉતારતા જવું. હલવે હલવે ઉલટું પડ અંદર અને અંદર જતું જશે ત્યારે ઉઘાડા છેડામાંથી આ બંધ છેડો બહાર નીકળતાં તમને માલમ પડશે કે ચતું પડ બહાર આવે છે. એ પ્રમાણે આખી પાઇપીંગ ઉથલાશે. પાઇપીંગ ઉથલાવ્યા પછી અસ્તરી મારવી. જો તમે પતલી પાઇપીંગો કરશો તો તે સાદડીની ગૂંઠણમાં પણ કામ લાગશે.

આપણે ઉપર જોઇ ગયા તેમ એકજ પડની પટીને વચમાંથી ફાંક મારી જેમ ખેંચી તેમ આ તૈયાર કીધેલી પાઇપીંગ પણ ખેંચશો તો **કિનારીની પહેલી ફેશન** થશે. જુઓ પ્લેટ નં૦ ૩, ચીત્ર નં૦ ૨. આજ ગોલ પાઇપીંગને વચમાંથી ફાંક ન મારતાં જો તમે પ્લેટ નં૦ ૩, ચીત્ર નં૦ ૩ પ્રમાણે ફાંકના ટાંકા મારી ખેંચશો તો પાઇપીંગની **કિનારીની બીજી ફેશન** થશે. તૈયાર કરેલી પાઇપીંગને એક જમણી બાજુથી અંદર ચમતો અને ડાબી બાજુથી બીજો ચમતો લઇ એકસરખી રીતે ફાંક મારવી. ઉલટે પડે બધા ચમતા થોડા ટાંકા મારી બેસાડી દેવા. આ પ્રમાણે કર્યાથી તમે બોક્ષવાળી કિનારીઓ તૈયાર કરશો. જુઓ પ્લેટ નં૦ ૩, ચીત્ર નં૦ ૪. આ **કિનારીની ત્રીજી ફેશન** થઇ.

## ઉથલાવેલી પટી કાપવાની રીત.

ઉથલાવેલી પટીઓ કાપવી હોય તો કપડાંને પ્લેટ નં૦ ૩, ચીત્ર નં૦ ૫ પ્રમાણે આડકતું વાળવું. આ પ્રમાણે વાળ્યા પછી ચીત્રમાં બતાવેલી ડોટેડ લાઈન્સ પ્રમાણે પટીઓ કાપવી ચીત્રમાં જે C D લાઇન છે તે કપડાંનો પનો બતાવે છે. કપડાંના પના જેટલા માપની એક પોઇન્ટ E કપડાં પર માર્ક કરવી. પછી E ને D ને આડકતરી ઘડી કરવી. હવે C પોઈન્ટ ઘડી થવે ચીત્રમાં F પોઇન્ટ છે ત્યાં આવશે. પછી ડોટેડ લાઇન પ્રમાણે જેટલી પહોળી પટી જોઇતી હોય તે પ્રમાણે આડકતરી કાપવી. આવી પટીઓને ક્રોસ પટી કહે છે. આ ક્રોસ પટીઓ ગળાંની ગોળાઈ પર, બાંયના ગાળા પર યા કોઇ પણ ગોલ આકારની કિનારી યાને બોર્ડર પર અથવા પાઇપીંગ બનાવવાના કામમાં આવે છે. જો પટીઓ ક્રોસ અને આડકતરી ન કાપો તો તે ગોલ આકાર પર બરાબર બેસશે નહિ. આકાર પણ બેડોલ બને છે. આવી પટીઓમાં શોસવન યાને ખોલ પણ આવતી નથી.

## દરજનનું પહેલું પગથીયું.

બહેનો, તમે નાના હતાં ત્યારથી તમારા મહેતાજીએ ભૂગોળમાં શીખવ્યું હશે કે દુનિયા ગોલ છે યાને લગભગ દડાને મલતી આવે છે. જેમ દડો ગોલ છે તેમ આપણું શરીર પણ ઘણે ભાગે ગોલ છે. દડાને સીધો ઉપરથી અને બરાબર વચમાંથી કાપશો તો તેના બે ભાગ થશે. એક ભાગ આગલો અને બીજો પાછલો. તેજ પ્રમાણે આપણા શરીરના બે ભાગ છે, એક આગલો યાને front અને પાછલો યાને back. આપણે કાગજના કાપ કાઢવા માટેની શરૂઆત કર્યે છીએ તો તે સારૂ આ બન્ને ફ્રંટ અને બેકના ભાગોને આપણી સગવડને ખાતર પાછા અધવચ્ચેથી કાપી બે ભાગ કરવા પડશે. જે કાગજ પર આપણે કાપ દોરશું તે ફ્રંટ અથવા બેકનો અર્ધો ભાગ લેખાશે. જેમ દડો ઉપરથી કમી, વચમાંથી જાસ્તી અને નીચેથી કમી દેખાય છે તેમ આપણા શરીરના ઘેરાવા કમી અને જાસ્તી હોય છે. એ માટે જુઓ પ્લેટ નં૦ ૪, ચીત્ર નં૦ A. ચીત્રમાં D E F એ ઘેરાવાનું માપ બતાવે છે.

D તે છાતીના ઘેરાવાનું માપ છે.

E તે કમરના ઘેરાવાનું માપ છે.

અને F તે થાપાના ઘેરાવાનું માપ છે.

A થી B ફ્રોકની લંબાઇનું માપ છે.

આપણો આખો વિષય આ ઉપલા ચીત્રના માપ પર આધાર રાખે છે. આ નીચલી સહેલી રૂઢીથી તમને સરવાળા બાદબાકીની ખટપટમાં ઉતરવું




પ્લેટ નં૦ ૪.

પડતું નથી તેમજ જુદાં જુદાં વસ્ત્રો માટે આ ઉપલીજ ગણત્રી એક સ્ટાન્ડર્ડ યાને પધ્ધતિ તરીકે લીધાથી ૨" નીચે ઉતારો યા ૪" નીચે ઉતારી ૦ાા" બાદ કરો વગેરે મગજમાં જુદી જુદી બારાખદી યાદ રાખવી પડતી નથી. આ રૂઢીથી તમે એક વેળા ફ્રોક યા બ્લાઉઝના કાપ કાઢશો કે દરેક વસ્ત્રો તમારી અક્કલે સહેલાઇથી વેતરી શકશો. એક વેળા ધીરજ રાખી ફક્ત બ્લાઉઝ વેતરી જુઓ તેની સીલાઈ કરી તૈયાર કરો અને પછી તેને અસ્તરી કરી હેન્ગર પર ટાંગો. બસ એટલુંજ કાર્ય કર્યા પછી તમને મનમાં ખુશાળી ઉપજશે કે હવે તો હું દરજન બની. જો તમે તમારી ધીરજ વધુ ટકાવી ખંત પકડી બીજાના વસ્ત્રો સીવવા માંડશો તો થોડાકજ દિવસમાં તમારી આજુબાજુનાને બોલતાં સમજશો કે "મરેરે, પેલી મેહરાં તો ચોપડી વાંચી દરજન બની ગઇ, અને આજે તે ઘરમાં બેસી કમાય છે." ચાલો ત્યારે, ખુદાનું નામ લઇ પહેલું પગથીયું ચઢયે.

## માપ લેવાની રીત.

તે પાક કીરતારના નામથી તમારી પાસે જે મેઝર ટેપ છે તે લેવો. આ મેઝર ટેપ હાથમાં લઇ તપાસો. આ મેઝર ટેપ પર એકસરખા ૬૦ ભાગ કીધા છે. આ ભાગોને ઇંચ કહે છે, અને ચોપડીમાં કે લખાણમાં ઈંચને આ પ્રમાણે ( " ) માર્ક કરવામાં આવે છે. દાખલા તરીકે ૧૩" એટલે તેર ઇંચ સમજવું. હવે પહેલું માપ કોણનું લેશો? વળી તમારી વહાલી મમ્માનું. હવે મેઝર ટેપ સાથ તમે તમારી વહાલી મમ્મા પાસે ઉભા રહો. મેઝર ટેપનો એક છેડો જ્યાંથી ૧" ની શરૂઆત થાય છે તે તમારી વહાલી માદરના ખભા પર ગળાના એક ખુણાને લગાડી એક હાથે મેઝર ટેપ દાબી રાખો. બીજા હાથે જેટલું (૧) **બ્લાઉઝ લાંબું** જોઇતું હોય તે જગા પર મેઝર ટેપ સીધી પકડો. જુઓ પ્લેટ નં૦ ૪, ચીત્ર નં૦ B. આ માપ ૧૭" થશે. હવે મેઝર ટેપ ન ખસેડતાં (૨) **કમરની લંબાઇ** પણ માપી લેવો. શરીર પર જ્યાં કમરનો ખાંચો જણાતો હોય ત્યાંથી સીધી લાઇનમાં મેઝર ટેપ પર કેટલા ઇંચ છે તે જુઓ. તમને ૧૩" પર કમરનો ખાંચો માલમ પડશે. હવે જયારે લંબાઇ માપો છો તો સાથે સાથે (૩) **ફ્રોકની પણ લંબાઇ** કેમ લેવી તે પણ જાણી લેવો. કમરની લંબાઈ આગળનો હાથ છોડી મેઝર ટેપને ગળાં પરથી સીધી લટકવા દેવો, અને જેટલો ફ્રોક લાંબો જોઇતો હોય તે જગા પર કેટલા ઇંચ પડે છે તે વાંચો. ૩૬" માપ તમને માલમ પડશે. ત્યારે ૩૬" ફ્રોકની લંબાઇ થઇ. કોઇને લાંબો ફ્રોક તો કોઇને ટુંકો જોઇશે. તો તમારા ઘરાકની મરજી પ્રમાણે માપ

લખી લેવું. પ્લેટ નં૰ ૪, ચીત્ર નં૰ A માં A B લાઈનિનું માપ આ ત્રણ માપમાં સમાવેશ થઈ જાય છે.

હવે આપણે ઘેરાવાના માપ પર આવીએ.

**(૪) પહેલાં ખભાનું માપ યાને back નું માપ લેવો.** ગરડન યાને ગળાંના પાછલા ભાગ પર વચમાં તમને હાડકાંની કરોડ જણાશે. ત્યાં ટેપની ૧" ની શરૂઆતનો છેડો મૂકી અને તે સીધી ખભાના હાડકાંના છેડા પર મૂકો. તમને ૬॥" નું માપ મલશે. જુઓ પ્લેટ નં૰ ૪, ચીત્ર નં૰ E. **આ ખભાનું માપ જે તમે લીધું છે તેમાં ગળાંની ગોલાઇનું પણ માપ આવી જાય છે એમ ધ્યાન રાખજો.**

**(૫) બગળના ઘેરાવાનું માપ.**

બગળના ઘેરાવાનું માપ લેવું જરા મુશકેલ લાગશે. તમે જ્યારે નાના બચ્ચાં હતાં ત્યારે ઘોડા દાવ રમ્યાંજ હશો. તે વેળા જ્યારે ઘોડાની લગામ ગરડનની પછવાડેથી બે હાથના ગાળામાં નાંખી ઘોડો દોડાવતા હતા તેજ પ્રમાણે મેઝર ટેપ ગોઠવો. જુઓ પ્લેટ નં૰ ૪, ચીત્ર નં૰ C ને D. હવે બગલમાંથી પછવાડે નીકળતા બેઉ મેઝર ટેપના છેડાને એક લાઈનમાં સીધા શરીર પર વાળો. જુઓ પ્લેટ નં૰ ૪, ચીત્ર નં૰ C. ગરડન પર જે મેઝર ટેપનો ભાગ છે તેની નીચેની કિનારી અને બગલના ગાળા આગળથી પછવાડે સીધી મેજર ટેપ વાલી છે તે મેજર ટેપની ઉપલી કિનારી વચ્ચેના સીધા ભાગનું માપ જે આવે તે બગલના ગાળાનું માપ યાને Arm Hole સમજવુ. આ માપ ૭" થશે. બગલના ગાળામાંથી જે મેઝર ટેપ લેવો તે વખતે ટાઇટ લતા ના. હાથ બરાબર ઉપર નીચે થાય તેમ મેઝર ટેપ રાખજો.

**બગલના ગાળાનું માપ લેવાની બીજી રીત.**

બગલના ગાળાની ગોલ ફરતી મેઝર ટેપ વાલી લેવું. જે માપ આવે તેનું અર્ધું કરવું. એ પણ ૭" થશે. જુઓ પ્લેટ નં૰ ૪, ચીત્ર E.

**બગલના ગાળાના માપની ૩ જી રીત.**

જો તમને આ બગલના ગાળાનું માપ લેવાને આળસ આવતી હોય તો જે માપ back યાને ખભાનું લીધું હોય તે માપમાં બાળકો માટે ૦॥" સાધારણ કદના બાનુઓ માટે ૧" અને જાડાં બાનુઓ માટે ૧॥" ઉમેરવું. નાના ભુલકાંઓમાં કાંઈ પણ જાસ્તી લેવું નહિ. દાખલા તરીકે જો ૬॥" back નું માપ હોય તો ૦॥" ઉમેરશો તો ૭" થશે આ માપ એક અંદાજનું માપ છે, માટે એ માપ પર ઝાઝો ભરોસો રાખવો નહિ, અને ઉપલી બ રીતે માપ લેવું.

(૬) **છાતીના ઘેરાવાનું માપ.** છાતીના ઉપસેલા ભાગની ગોલ ફરતે લેવું. આ માપ ૩૬" થશે. કમરની લંબાઈ જ્યાં તુલીક લીધી હોય તે જગાની ફરતે (૭) **કમરના ઘેરાવાનું માપ** લેવું. માપ ૩૦" થશે. (૮) **થાપાના હાડકાંની ગોલ ફરતું માપ લેવું.** આ માપ ૩૬" થશે. આ ઉપલાં ત્રણે ઘેરાવાના માપ માટે જુઓ પ્લેટ નં૦ ૪, ચીત્ર D. થાપાનો ઘેરાવો ફ્રોક માટે કામ લાગશે. બ્લાઉઝના ઘેરાવા માટે થાપાના હાડકાંની ૧" ઉપર માપ લેવું, અથવા જ્યાં બ્લાઉઝની લંબાઇનું માપ લીધું હોય તે જગાની ગોલ ફરતે માપ લેવું. જુઓ પ્લેટ નં૦ ૪, ચીત્ર D. (૯) **બાંયની લંબાઇ** જેટલી જોઇતી હોય તેટલી માપવી. આ માપ ૬" થશે. લાંબી બાંયનું માપ લેવું હોય ત્યારે ખભાના છેડાથી માપ લેવું. આ માપ પ્લેટ નં૦ ૪, ચીત્ર F માં બતાવ્યા પ્રમાણે હાથ વલાવી કોણી સુધીનું માપ અને ત્યાંથી કાંડી સુધી અથવા જેટલી લાંબી જોઇતી હોય તે માપ લેવું. કોણીનું માપ ૧૨" અને આખી લંબાઈ ૨૨".

**(૧૦) Sleeve bend અથવા બાંયના નીચેના ગાળાનું માપ.**

ટુંકી યા લાંબી બાંયની લંબાઈ જ્યાં સુધી લીધી હોય તે માપને ગોલ ફરતે માપ લેવું. જુઓ પ્લેટ નં૦ ૪, ચીત્ર F. આ માપ ૮" થશે.

### (૧૧) વી શેપ ગળાંનું માપ.

વી શેપ ગળાંનું માપ જેમ લંબાઈ માપતાં ગળાંના છેડા પર ૧" મૂકયો હતો તેમ મૂકવો, અને જેટલું વી શેપનું માપ જોઇતું હોય તે પ્રમાણે આડકતરી ટેપ ગોઠવી માપવું. આ માપ ૬" થશે. જુઓ પ્લેટ નં૦ ૪, ચીત્ર F. ગોલ ચોરસ અથવા ૩ ખુણાના કાપ માટે કોઇબી જાતનું માપ લેવાંની જરૂર નથી. કાપ કાઢવાના વીષયમાં તમે જોશો કે વી શેપના માપ પરથી આ ઉપલા ઘાટોના કાપ કાઢી શકાશે. જો ઉપરથી ગોલ આકાર જોઇતો હોય તો તે વેળા વી શેપ પ્રમાણે કેટલો ગોલ આકાર નીચેથી જોઇએ છે તે માપ લેવું. જુઓ પ્લેટ નં૦ ૪, ચીત્ર F. ગલાં આગળનો સફેદ ભાગ.

તમને માપ લેવાનું સહેલુ કરવા દરેક માપના ચીત્ર જુદાં જુદાં આપ્યાં છે તેનો બરાબર અભ્યાસ કરવો. બધાં મલી ૧૧ માપ થાય છે તે ધ્યાન રાખવું, અને તેજ પ્રમાણે માપ લેવું.

## માપની વીગત.

૧ બ્લાઉઝની લંબાઇ ૧૭".
૨ ફ્રોકની લંબાઈ ૩૬".
૩ કમરની લંબાઈ ૧૩".
૪ ખભાં યા back નું માપ ૬ ૧/૨".
૫ બગલના ઘેરાવાનું માપ (Arm hole) ૭".
૬ છાતીના ઘેરાવાનું માપ ૩૬".
૭ કમરના ઘેરાવાનું માપ ૩૦".
૮ થાપાના ઘેરાવાનું માપ ૩૬".
૯ ટુંકી બાંયની લંબાઈ ૬".
(લાંબી બાંયનું માપ ૧૨", ૨૨").
૧૦ બાંયની નીચેનો ગાળો યાને સ્લીવ એંડનું માપ ૮".
૧૧ વી શેપનું માપ ૬".

દરેક કાપ કાઢતી વખતે છાતી, કમર અને થાપાના માપ માટે જે ઘેરાવો હોય તેને ચારે ભાગવું. કારણ શરૂઆતમાં આપણે જોઈ ગયા છીએ કે જે કાપ આપણે કાઢશું તે આપણા શરીરના ચોથા ભાગનું માપ થશે. ત્યારે ઉપલા માપ પ્રમાણે—

છાતીનો ઘેરાવો ૩૬"÷૪=૯"
કમરનો ઘેરાવો ૩૦"÷૪=૭ ૧/૨"
થાપાનો ઘેરાવો ૩૬"÷૪=૯"

દરેકનું માપ લેતી વખતે પહેલાંથીજ ઢીલું યા ટાઇટ જે પ્રમાણે માપ જોઇતું હોય તે પ્રમાણે લેવું. મગજ પર આધાર રાખી, કે કાપ દોરતી વખતે ૧" જાસ્તી લઇ લઇશ એ ખ્યાલે માપ લેશો નહિ. કારણ કામના દબાણમાં યા ઘરસંસારના કારભારમાં ૧" જાસ્તીને બદલે ૧" કમી કરવાનું યાદ રહે તો જ્યારે ઢીલું જોઇતું હોય ત્યારે ટાઇટ અને જ્યાં ટાઇટ જોઇએ ત્યાં ઢીલું કરશો. ફોકટની દબલ મહેનત કરવી પડશે. કપડું ઉખેડતાં ચૂંથાઈ જશે, માટે એ સર્વે હાનિમાંથી છુટવા દરેક માપ લખી લેવાનું ધ્યાન રાખશો. બીજું યાદ રાખજો કે દરેક માણસના માપમાં તફાવત હોય છે અને તે માટે મહેરાંનું માપ શહેરાંને ચાલશે અને આલીનું માપ પીલીને ચાલશે એવો લાસર્યો કારભાર રાખશો નહિ. પહેલાંથીજ તે બાનુનું નામ લખજો. સાથે કાપો પર પણ નામ લખજો, અને વધુ સાચવવું હોય તો દરેક જુદા જુદા

માપોને નંબર આપજો, કે જેથી એક બાનુ બીજી વખતે કામ લઈ આવે તો તેનું માપ લેવું પડે નહિ અને કાપ કાઢવો પડે નહિ. એ રીતે તમારા વખતનો બચાવ થશે.

જે બાનુનું માપ લેવું હોય તે બાનુને સીધાં ઉભા રહેવા ફરમાવજો. વાંકાંટીકાં ઉભાં રહેતાં માપમાં ફરક આવશે. કમરે એકદમ ટાઇટ પટો હોય તો ધીલો કરાવજો. એક પર એક કપડું પહેરેલું હોય; દાખલા તરીકે કોટ પહેર્યો હોય તે કાઢી નખાવી માપ લેજો. દરેક માપ જમણી બાજુથી લેજો. આ ચોપડીમાં જે માપ લીધું છે તે પ્રમાણે બધાનું માપ આવનાર નથી, કારણ કોઈ પાટલું હશે તો વળી કોઈ જાડું હશે. આ ચોપડીમાં જે માપો લીધાં છે તે તમને દાખલા રૂપી આપ્યાં છે. તમે તમારાં લીધેલાં માપ પ્રમાણેજ કાપ દોરજો. આ ચોપડીમાં કમરનો ઘેરાવો ૩૦" નો છે પણ તમારા માપમાં ૨૬" કે ૩૬" હોય તો વિચારમાં બેસી રહેતાં ના. પહેલાં-થીજ માપ ઢીલું યા ટાઇટ લેવાનું હોય તે બરાબર લખી રાખજો. લખતી વખતે થોડી મીનીટ જાસ્તી લેશો ને ધ્યાન રાખી માપ લેશો તો તમને તકલીફ પડશે નહિ અને કપડું પણ ધારવા મુજબ થશે.

હવે દરજનનું બીજું પગથીયું તે કાગજનાં કાપો કાઢવાનુ છે. જો તમને કાગજ પર કાપ દોરતા આવડયું હોય તો તમે કુશળ દરજન બનેલા કહેવાશો. આગળ જે માપ લઈ ગયા છીએ તે પ્રમાણે આપણે પહેલા બ્લાઉઝનો કાપ દોરીએ. એક વસ્ત્રના બે કાપ બને છે, એક આગલો યાને ફ્રંટ અને બીજો પાછલો યાને બેક. ત્યારે આ પહેલો કાપ જે આપણે કાઢશું તે બ્લાઉઝનો બેક કાપ થશે.

**બ્લાઉઝનું માપ:—**બ્લાઉઝની લંબાઇ ૧૭", કમરની લંબાઈ ૧૩" ખભું ૬½", બગલનો ઘેરાવો ૭", છાતીનો ઘેરાવો ૩૬", કમરનો ઘેરાવો ૩૦", થાપાનો ઘેરાવો ૩૬", બાંયની લંબાઇ ૬", બાંયની નીચેનો ગાળો ૮", વી શેપનું માપ ૬".

**કપડું:—૩૦" પનાનું ૧½ વાર.**

બ્રાઉન પેપરની નીચેની કિનારીથી જમણી બાજુએ ૧" છોડી એક ઉભી લાઇન A B દોરો. બેક કાપ માટે જુઓ પ્લેટ નં૦ ૫. આ પહેલી લાઇન A B ને ખભાની લાઈન તરીકે લેખવી. આ લાઇન પર ખભાનું જે માપ હોય (અથવા બેકનું માપ) તે માપ પ્રમાણે એટલે ૬½" ની પોઇંટ A થી લાઇન A B પર પોઇંટ C માર્ક કરો. જે વેળાએ તમે બેક યાને ખભાનું માપ લીધું હતું ત્યારે તમને યાદ રાખવા કહ્યું હતું કે **આ માપમાં ગળાનું પણ માપ આવી જાય છે.** માટે હમેશા જેવી

ખભાની લાઇન દોરો કે તરત ખભાંના માપનું અધું કરી ગળાંનું માપ કરવું. આપણે ૬½" ખભાનું માપ લીધું છે તો તેનું અધું ૩¼" થશે. તો પોઇંટ A થી ૩¼" ની એક પોઇંટ D માર્ક કરો. ગળું બરાબર બદબેસતું થાય તે માટે ગળાનું જે માપ આવે તે માપ કરતાં ¼" ઓછું લેવું. માટે પોઇંટ D થી ¼" નીચે પોઇંટ E માર્ક કરો. હવે ખભાની લાઇનના બે ભાગ થયાં. એક ગળાનો અને બીજો ખભાનો. આ બે ભાગોને શરીર પર બરાબર બેસતાં કરવા નીચે પ્રમાણે ઘાટ આપવા જગા છોડવી. **બાનુઓ માટે ૧", બાળાઓ માટે ½" અને ભુલકાંઓ માટે ½".**

જ્યારે આ માપ બાનુઓ માટેનું છે તો તે સારૂં પોઇંટો A અને C થી ૧" અંદર પોઇંટો F અને G માર્ક કરો. G ને E લાઇન દોરી જોડી દો. પણ પોઇંટ F ગોળ આકારે પોઇંટ E સાથે જોડવી. પોઇંટ E આગળ ચીત્રમાં બતાવ્યા પ્રમાણે છાલકું ( slope ) લેવું. બગલના ગાળાનું માપ ૭" છે તે માટે પોઇંટ A થી બ્રાઉન પેપરની કિનારી પર પોઇંટ H માર્ક કરો આ પોઇંટ H થી એક ઉભી લાઇન HI દોરો આ HI લાઇન પર છાતીના ઘેરાવાનું માપ જે ૯" કાઢયું છે ( છાતીના ઘેરાવાને ચારે ભાગતું ), તે માપનીપોઇંટ K લાઇન HI પર માર્ક કરો. ખભાની લાઇન પર જે C પોઇંટ છે (ખભાનું માપ) ત્યાંથી એક આડી લાઇન CL દોરો જે ઉભી લાઇન HI ને પોઇંટ L આગળ મળશે.

## બાંયનો ગોળાકાર.

આખા કાપમાં આ ગાળો દોરવાનું જરા અઘરૂ છે. તમારી મેઝર ટેપ લઈ પોઇંટ K અને L વચ્ચેનું માપ શું છે તે જુઓ. ધારો કે ૨½" હોય તો તેટલાજમાપે પોઇંટ L થી આડી લાઇન CL પર પોઇંટ M માર્ક કરો. હવે પોઇંટ K અને M મેળવો. આ KM લાઇનની વચ્ચે એક પોઇંટ O માર્ક કરો. હવે O અને L જોડી દો. OL લાઇન વચ્ચે પોઇંટ P માર્ક કરો અને KPM ગોળકારે જોડો. પોઇંટ M થી CL લાઇનની ¼" નીચે એક છાલકી લાઇન દોરી G સાથે મેળવો. આ KPMG બાંયના ગાળો થશે. આ બાંયનો ગાળો બેક કાપનો છે એ યાદ રાખજો. કમરની લંબાઈ ૧૩" છે, તો તે પોઇંટ A થી ૧૩" પર બ્રાઉન પેપરની કિનારી પર પોઇંટ R માર્ક કરો, પોઇંટ R થી એક ઉભી લાઇન દોરો. આ લાઇન RS થશે. આ લાઇન પર કમરના ઘેરાવાના ચોથા ભાગનું જે માપ આવે એટલે ૭ા", તે માપે પોઇંટ U માર્ક કરો.

બાનુઓના બ્લાઉઝ, ફ્રોક, અને બીજા વસ્ત્રો ચમતા લીધાથી બંધ બેસતાં થાય છે. એ માટે બ્લાઉઝ યા બીજા વસ્ત્રોને બે ફ્રંટમાં અને બે બેકમાં ચમતા યાને Dart લેવા પડે છે તો તે માટે પોઇંટ U થી ૧" ચમતા માટે પોઇંટ V માર્ક કરો. બ્લાઉઝની લંબાઈ ૧૭" છે તો એક ૧૭" ની પોઇંટ બ્રાઉન પેપરની કિનારી પર પોઇંટ A થી પોઇંટ N માર્ક કરો. પોઇંટ N થી એક ઉભી લાઇનિ NW દોરો. બ્લાઉઝનો ઘેરાવો અથવા થાપાનો ઘેરાવો લીધો હતો તે માપને ચારે ભાગી જે માપ આવે યાને ૯" ની પોઇંટ X લાઇન NW પર માર્ક કરો. ચમતા કમરથી તે બ્લાઉઝની બોર્ડર યાને કિનારી સુધી લંબાય છે માટે બ્લાઉઝની આ NW યાને બોર્ડરની લાઇન પર ચમતા માટે ૧" ઉપર પોઇંટ Y માર્ક કરો. હવે Y ને V જોડો. બ્લાઉઝને શેપ આપવા પોઇંટ K થી ૧½" જેટલી સીધી આડી લાઇન દોરવી અને તે લાઇનિ V ને મેળવવી. પોઇન્ટિ V આગળ ખુણો બને છે, તે ખુણો નહી રાખતાં ગોળ આકાર કરવો. એક કપડું બંધબેસતું વેતર્યા પછી લુઝ યાને ઘીલું બનાવી શકાતું નથી. આપણા લાભ ખાતર દર વેળાએ જો ½" ઘીલુંજ રાખીશું તો તે ચમતામાં લઇ ટાઇટ પણ કરી શકાશે. માટે પોઇંટો K. V. Y. થી ½" ઉપર Q. J. Z. પોઇંટો માર્ક કરો, અને જે પ્રમાણે પોઇંટો K અને V આગળ જે આકારો આપ્યા છે તેજ પ્રમાણે આકારો આપી Q. J. Z. મેળવો. આ તમારો બેક કાપ થયો યાને તમારી આખી બેકનો અર્ધો કાપ તૈયાર થયો.

## બેક કાપ કાપવા વિષે.

પોઇંટ F થી કાપવાનું શરૂ કરો. પોઇંટ F થી પોઇંટો E. G. M. P. Q. J. Z. N. કાપો. આ કાપવાની લાઇનિ તમને સમજ પડે તે માટે પ્લેટ નં૦ ૫ ના ચીત્રમાં કાળી જાડી લાઇનિથી બતાવી છે. બ્રાઉન પેપરની નીચેની કિનારી કાંઈ કાપવી પડશે નહિ તે છતાં ચીત્રમાં આખો બેક કાપનો ભાગ નીચેની લાઇનિ NF પણ કાળી જાડી લાઇનિથી બતાવી છે માટે ગૂચવાશો નહી.

આ તો તમારો પહેલોજ કાપ છે માટે ચોપડીમાંથી વાંચી તે પ્રમાણે દોરતાં તમને ઘણામાં ઘણા બે કલાક થશે બલકે તેનાથી પણ ઓછા થશે. પણ જ્યારે તમોને માપ લઇ કાપો વેતરવાની આદત પડશે તો એજ કાપ ૧૦ થી ૧૫ મીનીટમાં દોરી કાપી શકશો. આ કાપ કાપ્યા પછી તમારી સામે રાખી વિચાર કરો કે બ્લાઉઝને મલતો આવે છે કે નહી. હવે તો તમને ધીરજ આવી હશે. ખુદાની મહેરથી આ બીજું પગથીયું બહુ લાભકારક નીવડ્યું છે.

બ્લાઉઝ માટે આ પ્રમાણે બેકનો કાપ વેતર્યો. પણ ફ્રોક માટે જો કાપ કાઢવો હોય તો આખો નહિ કાઢતાં ફક્ત કમરની લાઇન સુધીનોજ કાઢવો. જો આખો કાઢ્યો હોય તો R J લાઇનને અંદર વાળી ફ્રોકના કાપ માટે ઉપયોગ કરવો. આ R J લાઇનની નીચે સ્કર્ટનો કાપ જોડવાથી ફ્રોક થશે. એ માટે વધુ આપણે ફ્રોકના વિષયમાં તપાસશું.

## ફ્રંટનો કાપ કાઢવા વિષે.

બેક કાપ દોરતાં તમને જરાં મહેનત પડી હશે, પણ ફ્રંટ કાપ બહુ સહેલો છે. એક બ્રાઉન પેપરનો તાવ લેવો અને તે પર ઉપલો બેકનો કાપેલો કાપ પીન કરો. કાપની નીચેની કોર અને બ્રાઉન પેપરની કોર એકસરખી રીતે પીન કરજો. એક ઉપર ને બીજો નીચે ન થાય. હવે પેન્સીલથી બેક કાપ પ્રમાણે બ્રાઉન પેપર પર બેક કાપની બાજુએથી લાઇન દોરો. બેક કાપ કાઢી નાખી બેક કાપના અંગ્રેજી અક્ષરો તમારા ધ્યાન માટે પાછા લખી લો. જુઓ પ્લેટ નં૦ ૬ નું ચીત્ર ફ્રંટ. ફ્રંટના કાપમાં બાંયનો ગાળો વધારે પહોળો હોવો જોઇએ. કારણ છાતીનો ભાગ ઉપસેલો હોવાથી જો બેક કાપ પ્રમાણે વેતરશું તો કપડું ઉપર ખેંચાશે. જો આપણે ગાળો વધુ પહોલો કરશું તો બ્લાઉઝ બગલના ગાળામાં બરાબર બેથેલું જણાશે. બેક કાપમાં પોઇંટ P ની નીચે પોઇંટ L હતી. જુઓ લાઇન PL પ્લેટ નં૦ ૫ ના ચીત્રમાં. હવે પોઇંટ P થી $\frac{3}{4}$" નીચે લાઇન PL પર એક પોઇંટ T માર્ક કરો. **આ $\frac{3}{4}$" નીચે જે આપણે પોઇંટ કાઢી છે તે બાનુઓના બ્લાઉઝ માટે છે. નાની બાળાઓ માટે ફક્ત $\frac{1}{2}$" નીચે લેવું અને ભુલકાંઓ માટે કાંઇ પણ લેવું નહિ.** ભુલકાંઓનો તો ઘણોખરો બાંયનો ગાળો ફ્રંટ ને બેકમાં સરખોજ રાખવો. પોઇંટ G થી $\frac{3}{4}$" નીચે એક આડી લાઇન RS દોરો. પોઇન્ટ G થી એક ગોળાકાર લાઇન RS લાઇનને લગાડી દોરી પોઇન્ટ T ને મેળવો. પોઇન્ટો T ને Q ગોળાકારે જોડી દો. આ પ્રમાણે GTQ એક છાલકો ગોળાકાર બનશે, જે ફ્રંટના કાપનો બાંયનો ગાળો બનાવશે.

બીજો સુધારો બ્લાઉઝની નીચેની બોર્ડર યાને કિનારીની નીચે કરવાનો છે. છાતીનો ભાગ ઉપસેલો હોવાથી વસ્ત્ર ઉપર ચઢી જાય છે માટે જો આપણે બને ભાગ સરખા લઇએ અને સીલાઇ કરી પહેરી જોશું તો આગલો ભાગ ટુંકો માલમ પડશે. માટે પોઇન્ટ N થી $\frac{3}{4}$" બહાર એક પોઇન્ટ માર્ક કરો. આ પોઇન્ટથી જેટલું ગળાંનું માપ લીધું હોય તેટલા માપની એટલે ૩" ની લાઇન દોરી K પોઇન્ટ માર્ક કરો. પોઇન્ટો K ને Z લાઇન દોરી જોડી દો.

એકમાં આપણે જોયું તે પ્રમાણે જો ફ્રોકનો કાપ કાઢવો હોય તો કમર સુધીનોજ કાઢવો, અને તેજ પ્રમાણે ફ્રંટમાં પણ કમર સુધીનો કાઢી ફ્રોકના ફ્રંટ માટે નીચે ¾" ઉપર પ્રમાણે જાસ્તી કરવો.

## વી શેપ યાને ગળાંનો આકાર.

ગળાંની E પોઈન્ટથી જે વી શેપનું માપ હોય યાને ૬" ના માપની એક આડકતરી લાઇન દોરો જે બ્રાઉન પેપરની કિનારી પર પોઇન્ટ B આગળ મલશે. આ તમારો ફ્રંટ કાપ તૈયાર થયો.

## ફ્રંટ કાપ કાપવાની રીત.

પોઇન્ટ B થી શરૂ કરી પોઈન્ટો E. G. T. Q. J. Z. K. થી બ્રાઉન પેપરની કિનારી સુધી કાપવું. આ પ્રમાણે તમારો બ્લાઉઝનો ફ્રંટ કાપ તૈયાર થયો. આ કાપ પણ આખા ફ્રંટ કાપનો અર્ધો ભાગ થશે. હવે તમોએ બ્લાઉઝ માટે એક ફ્રંટ ને એક બેક કાપ તૈયાર કીધો છે. આપણે કાપ પરથી કપડું વેતરવા વિષે જોઇએ તે અગાઉ બધી જાતના ગળાંના આકારો દોરવા વિષે જોઇશું. આ વિભાગ ઉપલા કાપો પર ન કરતાં બીજા બ્રાઉન પેપરના ટુકડા પર દોરશું.

## ગળાંના આકારો.

એક બ્રાઉન પેપરનો ટુકડો લેવો. જમણી બાજુએ બ્રાઉન પેપરની કિનારીથી ૬½" ની એક લાઈન AB દોરો. પોઇન્ટ A થી ૩" ગળાંના માપની D કરો. પોઇન્ટ A અને B થી ૧" અંદર પોઈન્ટ C અને E કરો અને D સાથે ગળાં અને ખભાંનો આકાર આપો.

**વી શેપ:**—પોઈન્ટ D થી ૬" આડકતરી લાઈન DF દોરો. આ વી શેપ થયો. હમેશાં ગળાંનો કાપ શરીર પર બરાબર બેસે તે માટે ½" દૂરથી ગોળાકારે લાઇન દોરવી. **આ ગોળાકારની DF લાઇન એ બરાબેર વી શેપની લાઇન થશે.** તમારા ફ્રન્ટ કાપમાં પણ એ પ્રમાણે ગોળાકાર આપવા વિસરશો નહિ. જુઓ પ્લેટ નં૦ ૭ માં ઉપલું ચીત્ર.

**ચોરસ ગળું:**—વી શેપની ગળાંની લાઇનની નીચેની પો. F થી ૧" ઉપર પો. G બ્રાઉન પેપરની કિનારી પર માર્ક કરો. પો. G થી એક આડી લાઇન G H દોરો. આ G H નું માપ જે ગળાંનું માપ હોય તેના કરતાં ½" ઓછું લેવું. એટલે G H લાઇનનું માપ ૨½" થશે. હવે H ને D મેળવી દો. બંધબેસતું કરવા જરા ગળાં આગળ છાલકી ગોલ લાઈન દોરો. જુઓ પ્લેટ નં૦ ૭.

**ગોલ ગળાંનો શેપ :**—ચોરસ ગળાંના આકાર પર જે પ્રમાણે બગલનો ગાળો દોર્યો છે તે પ્રમાણે દોરવો પડશે. GH નું જે માપ હોય




પ્લેટ નં૦ ૭.

તેટલા માપની એક પોઈંટ K માર્ક કરો. K ને G મેલવો. લાઈન KG ની વચ્ચેની પોઇન્ટ L કાઢી L અને H ને મેલવો. HL ની વચ્ચેની પોઇન્ટ કાઢી તે પોઇન્ટને M માર્ક કરો. KMG ને ગોલાકાર આપી K થી સીધી D ને મેલવો. પ્લેટ નં૦ ૭ માં જુઓ લાઇન GMKD. આ ગોલ ગળાંનો આકાર થયો. (જમણી બાજુનું ચીત્ર).

**ત્રિકોણ ગળાંનો કાપ:—**પોઇન્ટ H થી ૧" ઉપર, HD લાઇન પર, પોઇન્ટિ R માર્ક કરો, અને R ની બાજુમાં ⅞" પર પોઇન્ટિ P માર્ક કરો. પોઇન્ટિ P ને D સાથે જોડો, અને P ને F જે વી શેપની પોઇન્ટ છે તે પણ જોડો. હવે બંને લાઇનની નીચે એક ગોલ છાલકી લાઇન દોરો. જુઓ પ્લેટ નં૦ ૭. (ઉંડી ગોલ દોરતા નહી.)

**ગોલ ગળાંનો કાપ ઉપરનો:—**જેઓને ઉપરનો ગોલ ગળાંનો કાપ જોઇતો હોય તો જેટલો આકાર ઉપર જોઇતો હોય તેટલું માપ વી શેપની લાઇનિ પર માર્ક કરી સેન્ટર પોઇન્ટો શોધી ગોલ ગળાંના કાપમાં દર્શાવ્યા પ્રમાણે કાપ દોરો.

**કાગલના કાપ ઉપરથી કપડું વેતરવા વિષે:—**પ્લેટ નં૦ ૬ માં ફ્રંટ કાપ વી શેપ સાથ આપણે તૈયાર કીધો છે અને પ્લેટ નં૦ ૫ પ્રમાણે બેક કાપ તૈયાર થયો છે. ત્યારે હવે એ બેઉ કાપને સાથે લઇ આપણને બ્લાઉઝનું કપડું વેતરવાનું છે. આ બે કાપો વેતર્યાથી તમે પંડીત થયલાં સમજતાં ના. તમારી બહેનો, સહીઓ, વગેરેના માપ લઈ એકાદ બે દઝન કાપો દોરો, જેથી તમારી જે કાંઇ મુઝવણ હોય તે દૂર થઇ જાય અને તમે ચોપડીમાં જોયા વગર કાપો કાઢી શકો. બાનુઓના વસ્ત્રો વેતરવામાં જે મુખ્ય કાપો કામ લાગે છે તે આ ફ્રન્ટ અને બેકના કાપો છે. જો તમને આ કાપો ધ્યાન રહે તો તમે દરેક વસ્ત્રોના કાપો સાદી અક્કલ વાપરી તમારી મેળે પણ કાઢી શકશો. જો તમે સફાઇદાર સીલાઈ કરવાની ટેવ રાખશો અને અસ્તરી વારંવાર વાપરવાની આદત પાડશો તો જરૂર તમારી મુરાદ તે પાક કીરતાર બર લાવશે. હવે આપણે કાગજના કાપ પરથી કપડું વેતરવા વિષે જોઇએ.

**કાગજના કાપ પરથી કપડું વેતરવા વિષે:—**જે કપડાંનું બ્લાઉઝ તમારે વેતરવું હોય તે કપડાંને પહેલાં અસ્તરી મારવી. તમે કહેશો કે કપડું નવું છે ને અસ્તરી શાની મારવાની? જે કપડાંનું બ્લાઉઝ વેતરવાનું છે તે કપડાંના ઘડીના સળ આપણે અસ્તરી મારી કાઢવા જોઇએ. તે ઉપરાંત કપડું ખોલતાં કાંઈ કરચલીઓ વલી હોય તો તે પણ અસ્તરી કરી કાઢી

નાખવી. એક વસ્ત્રની શોભા કાપ યાને કટ પર છે માટે કપડું વેતરવા ઉતાવળ કરવી નહિ. તમારા હાથ આગળ પીન યાને ટાંચણીનો સારો સંગ્રહ રાખી મુકજો.

**કપડાંની વણત :**—એક કપડું બે જાતની વણતથી તૈયાર થાય છે. એક ઉભી વણત અને બીજી આડી વણત. ઉભી યાને સીધી વણતના દોરા સીધા પડતા હોય છે અને આડી વણાતના દોરા આડા વણેલા હોય છે. સીધી વણાતનું કપડું ખેંચશો તો કપડું સીધું રહેશે. બીજું ચીત્ર છાપેલું કપડું જે હોય તો તે કપડાંનું ચીત્ર અથવા તરાં હંમેશાં સીધી વણાતેજ પાડેલી હોય છે. એટલે ટુંકમાં કહ્યે તો તરાં લંબાઇએ હોય છે. માટે કપડું વેતરવું હોય તો સીધી વણાતેજ વેતરવું. સીધી વણાતનું કપડું શરીરને શોભા આપશે. આડી વણાતનું કપડું ખેંચી જોશો તો કપડું આડું અવળું અને સોસવાઈ ગયલું જેવું લાગશે. આડી વણાતનું વેતરેલું કપડું ઘણીક વખત શરીર પર બેડોલ જેવું લાગે છે.

તમે જે ફ્રંટ અને બેક કાપો વેતર્યા છે તે કાપોની વધતામાં વધતી પહોળાઈ માપો. આ પહોળાઇ લગભગ ૧૧" થશે. સીલાઇ માટે આપણને રાખવું પડશે માટે ૧" સીલાઇ કરવા જાસ્તી રાખીએ તો આપણને ૧૨" પહોળું કપડું જોઇએ. તમારાં કપડાંને પનામાંથી ૧૨" ની ડબલ ઘડી લંબાઇએથી કરો. નજદીક ૪૦" લાંબી ઘડી કરવી પડશે. ટેબલ પર યા તમારી શેતરંજી પર કપડું મૂકો. પહેલાં ફ્રન્ટ કાપ પીન કરવાની શરૂઆત કરો. જમણી બાજુએ ૧" છોડી ફ્રન્ટ કાપ ગોઠવો. કાપ એવી રીતે ગોઠવજો કે જેથી કપડાંની ઘડી કીધેલી કિનારીએ કાપની ગળાં આગળની કિનારી એક પર એક રહે. આ પ્રમાણે ગોઠવતાં કાપનો બાંયના ગાળા આગળનો ભાગ કપડાંના બે ઉઘાડા પડની બાજુએ રહેશે. જો તમને બ્લાઉઝની નીચેની બોર્ડરને ઉથલાવેલી યાને જુદી પટી લગાડવી ન હોય અને બ્લાઉઝનુંજ કપડું નીચેથી વાળવા જાસ્તી રાખવું હોય તો ૩" છોડી બેક કાપ પણ ફ્રંટ કાપ પ્રમાણે પીન કરો. જો ઉથલાવેલી પટી મુકવી હોય તો ફકત ૧" છોડજો. હવે તમારા બંને કાપ કપડાં પર પીન થયા છે. ટેલરસ યાને દરજીનો ચોક લઇ બ્લાઉઝના બન્ને કાપને ફરતે ½" સીલાઈ માટે રાખી એકસરખી લાઇનિ દોરી જાઓ. જુઓ પ્લેટ નં૦ ૭, ચીત્ર C–1, અને C–2. કાપની ફરતે જે કાળી લાઇન આપી છે તે સીલાઈ સાથના કપડાંને કાપવા માટેની લાઇનિ છે. ડબલ ફ્રંટ અને ડબલ બેક મલી એક બ્લાઉઝ ઉતરે છે, તે માટે આપણે પહેલાંથીજ કપડાંની ડબલ ઘડી કીધી હતી, જેથી આ વેતરેલું કપડું આખા એક બ્લાઉઝ માટેનું થશે. ઘડી કીધેલી કોર આગળ આપણને કાંઈ સીલાઇ

કરવાની નથી તે માટે સીલાઈ સારૂ જાસ્તી કપડું લેવાની જરૂર નથી. પણ જો કપડાંની ડબલ ઘડી થઈ શકતી ન હોય યાને રેજામાંથી વેતરવું હોય તો નીચે પણ સીલાઈ માટે જાસ્તી કપડું રાખવું. ટેલરસ ચોકની મારેલી લાઇન પરથી કપડું કાપી નાખો. આ તમારૂં એક સ્લીવલેસ યાને બાંય વગરનું બ્લાઉઝ થયું.

કોઇ વેળા તમને બ્લાઉઝનો ફ્રંટ ભાગ આખો ઉઘાડો યાને બટનવાળો કરવો હોય તો તે વેળા ગુચવાશો મા. કોઇ વળી કહેશે કે એમાં શું છે? વચમાંથી કાપી નાખ્યું તો ફ્રન્ટ ભાગ ઉઘાડો થાય! પણ ના, જે તમારો ફ્રન્ટ કાગજનો કાપ હોય તે કપડાંની ઘડી કરેલી કિનારીથી ૧" ઉપર મૂકી પીન કરજો. આ ૧" વધારાનું કપડું આપણે જાસ્તી લીધું છે, કારણ ફ્રન્ટમાં બટન હોલ કરવા કપડાંના પડ એક પર એક પડશે. જે પર બટન અને બીજા પર હોલ કરવા પડશે, તે માટે આ જાસ્તી કપડું લીધું છે. એ માટે જુઓ પ્લેટ નં૦ ૭, ચીત્ર C–3. આ પ્રમાણે જો ડબલ બ્રેસટ વેતરવું હોય તો ફ્રન્ટ કાપ કપડાંની કિનારીથી ૩" ઉપર કરવો. **આ 3" બાનુઓના બ્લાઉઝ માટે રાખવું, પણ જો બાળાઓ માટે હોય તો ૨½" દૂર રાખવું અને ભુલકાંઓ માટે ૨" ઉપર લેવું.** જુઓ પ્લેટ નં૦ ૭, ચીત્ર C–4.

નાનું બચ્ચું પડી અફરાય ત્યારે તે ચાલતાં શીખે છે તેમ તમે પણ કોઇ વેળા ભૂલના ભોગે ઘરાકનું કપડું ઉલટું વેતરી નાખશો, તે માટે નીચલી બીના પર તમારૂં ધ્યાન પહોંચાડવાની જરૂર છે.

**જો ફ્રન્ટ યા બેકના ડબલ કાપ કપડાની ઘડી કરી કાઢી ન શકાતા હોય યાને બે કાપ જુદા જુદા કાપવા પડે તો તે વેળાએ એક ફ્રન્ટનો કાપ ચટે પડે અને બીજો ફ્રન્ટનો કાપ અવળે પડે પીન કરી વેતરવું. એજ પ્રમાણે બેકના બંને પડો પણ વેતરવાં. જો બેઉ અવળા પડે યા બેઉ સવળા પડે વેતરશો તો બેઉ એકજ બાજુની બાંયનો કાપ નીકળશે. માટે તમારે આ ભૂલ કરવી નહિ.**

**બ્લાઉઝની શીલાઇ વીષે:—**જો તમને બ્લાઉઝમાં અસ્તર મુકવું હોય તો જે પ્રમાણે આપણે બ્લાઉઝના કાપ કપડાં પર પીન કર્યા તે પ્રમાણે અસ્તરના કપડાં પર કાગજના કાપો પીન કરો. સીલાઈ માટે ½" છોડવા ધ્યાન રાખશો બોર્ડર આગળ જાસ્તી લેવું નહિ પણ કાપ જેટલુંજ લેવું કારણ બ્લાઉઝના કપડાંની કોર વાળશો તે અસ્તર સાથે બોટન

થશે. જો અસ્તર મૂકયું હોય તો ઓટનના ટાંકા બ્લાઉઝના કપડાં પર કરવા નહિ પણ અસ્તર પરજ લેવા. જો અસ્તર ન મૂકયું હોય તો પણ નીચેની બોર્ડરના ઉપરનાં ટાંકાં બહુજ બારીક લેવા જેથી કપડાં પર ઝાઝા દેખાય નહિ.

ફ્રંટ ને એક કાપ જે વેતર્યો છે તેની સીલાઈ કેમ કરવી તે તપાસીએ. અત્યારે બાંય વેતરી નથી માટે આ તમારૂં પહેલું બ્લાઉઝ સ્લીવલેસ બ્લાઉઝ તૈયાર થશે. બ્લાઉઝનાં ખભાં ફ્રેન્ચ સીમની સીલાઇ કરી જોડવાં. ખભાં સીવવા અગાઉ નીચે ઉપર કપડું બરાબર લીધું છે કે તે જોવું. કોઈ ખભાંને સાદો સાંધો કર્યા પછી ઉલટા પડે અસ્તરી મારી કપડાંનાં વધેલા બે પડને ચીરી ફ્લેટ કરે છે. ફ્રેન્ચ સીમનો સાંધો મજબુત હોય છે. ખભાંનો ભાગ કપડું કાઢતાં અને પહેરતાં વધુ દબાનમાં આવવાથી ફ્રેન્ચ સીમની સીલાઈ કરવી વધુ લાભદાયક છે. ખભાંનો સાંધો કરી રહ્યાં પછી જો માથું ન જઈ શકે એટલો ગાળો હોય તો એકના કપડાંને ૪" ઉભું ચીરી સ્ટડ યા બટન કરવા. પણ જો પછવાડે બટન ન કરવાં હોય તો બ્લાઉઝનું એકજ ખભું સીવવું ને ડાબું ખભુ ઉઘાડું રાખી ત્યાં સ્ટડ બટન માટે ઉથલાવેલી પટી આપી તૈયાર કરવું. આપણે અત્યારે બાંય વગરનું બ્લાઉઝ બનાવેલું હોવાથી આ ઉઘાડા ખભાનો છેડો બાંયનો ગાળો સીવતી વખતે થોડો ખભાંનો સાંધો પણ સીવવો જો બાંય મુકવાની હોય તો તે વેળા સાંધો બાંયનાં સાંધામાં લઇ લેવો.

ગળાં પર મશીનની કોર્ડીંગ કરાવવી અથવા તો ઉથલાવેલી પટીએ કોર્ડ પાઇપીંગ કરવી. જ્યારે કાગળનો કાપ આપણે વેતર્યો હતો ત્યારે ૧" આગળ ને ૧" પાછળ ચમતા માટે જાસ્તી રાખ્યો છે. આપણે દરેક કાપે ૧" લીધું છે તો એ પ્રમાણે બે ચમતા આગળ ને બે ચમતા પાછળ આવશે. આ ચમતા ૫" થી ૬" લાંબા લેવા. (ચમતા માટે વાંચો ચમતાનો વિષય.)

ચમતા કર્યા બાદ જમણી બાજુનો સાંધો (બગલના ગાળાથી બ્લાઉઝની બોર્ડર સુધી) ફ્રેન્ચ સીમની સીલાઇ કરી બોર્ડર કરવી. ડાબી બાજુએ આખો સાંધો સીવવો નહિ પણ નીચેથી ૩" થી ૪" ઉઘાડો રાખવો, અને એ ઉઘાડા ભાગ પર સ્ટડ યા બટન આપવા ઉથલાવેલી પટીએ બેઉ ભાગ તૈયાર કરવા. આ ડાબી બાજુનો બાકીનો સાંધો પણ ફ્રેન્ચ સીમે તૈયાર કરવો. આ બે સાંધા તૈયાર થયા કે અસ્તરી મારી બેસાડવા અને સાંધા બનતાં બાંયનો ગાળો બનશે. આ બાંયના ગાળાને ગળાંની કાની મશીનની કોર્ડીંગ કરાવવી અથવા તો ઉથલાવેલી પટીએ કોર્ડ પાઇપીંગ કરવી.

ત્યાર બાદ નીચેની બોર્ડરને આગળ સમજાવ્યું છે તેમ બોટન કરી તૈયાર કરવી.

જો બ્લાઉઝને બાંય બનાવવી હોય તો સૌથી પહેલાં બાંયનું ખોખુ બનાવી અસ્તરી મારી તૈયાર રાખ્યા પછી બ્લાઉઝ સીવવાને હાથમાં લેવું.

આખાં બ્લાઉઝને અસ્તરી મારી સ્ટડ બટન ટાંકવાં. હવે તે કિરતારની મદદથી સ્લીવલેસ યાને બાંય વગરનું બ્લાઉઝ તમે તૈયાર કરવાને શકિતવાન થયાં છો. આ તૈયાર કીધેલાં બ્લાઉઝને હેંગર પર મૂકી નિહાળવું કે બ્લાઉઝ જેવું લાગે છે કે નહિ. ખરેજ હવે તમે જરૂર કહી શકશો કે આ એક દરજીએ સીવેલાં બ્લાઉઝ બરાબરનું છે. આવાં અર્ધોએક ડઝન બ્લાઉઝ પહેલાં તો તમારાં અથવા તમારા ઘરના માણુસના તૈયાર કરજો કે જેથી સર્વે ભૂલ માલમ પડે, અને પછી તમે તમારો ધંધો તે પાક ખુદાતાલાનું નામ લઇ શરૂ કરજો. દરજીઓ જો રૂ. ૩ લેતા હોય તો તમે રૂ. ૧ાા થી શરૂ કરી એઓની લાઇનમાં થોડા વખતમાં આવી શકશો.

હવે આપણે હંગેરીયન અને ફ્રોલ્ડસના બ્લાઉઝ કેમ વેતરવાં અને સીલાઈ કેમ કરવી તે તપાસીએ.

## હંગેરીયન બ્લાઉઝ.

કપડું—૩૦" પનાનું ૨ થી ૨$\frac{1}{4}$ વાર.

હંગેરીયન બ્લાઉઝનો કાપ કાઢવા સાદાં બ્લાઉઝનો ફ્રન્ટ કાપ લેવો. આ ફ્રન્ટનો કાપ એક બ્રાઉન પેપર પર પીન કરવા માટે એક બીજો બ્રાઉન પેપરનો તાવ લેવો. હંગેરીયન બ્લાઉઝ બે જાતના છે. એક ગળાં આગળની ગેધર વાળું ને બીજું ગળાં અને બોર્ડરમાં પણ ગેધર કીધી હોય તે. હંગેરીયન બ્લાઉઝના કાપ વેતર્યા અગાઉ ગળાંનો કાપ નીચે કેટલો જોઇએ તે માપ લેવું. ધારો કે ૩" નીચે ગળાંનો કાપ જોઇએ છે તો ફ્રન્ટનો કાપ બ્રાઉન પેપર પર પ્લેટ નં૦ ૮, ચીત્ર નં૦ D-1 માં બતાવ્યા પ્રમાણે ગોઠવવો. બ્રાઉન પેપરની કિનારી આ ચીત્રમાં BF લાઇન તરીકે લેખવી. બ્રાઉન પેપરની BF કિનારીથી ૪" ઉપર બ્લાઉઝનો કાપ પીન કરો. ગળું આપણને ૩" નીચું જોઇએ છે તો પોઇન્ટ B થી ૩" નીચે પોઇન્ટ E માર્ક કરો. આ E પોઇન્ટને ખભાંની ગળાંની પોઇન્ટ સાથે જોડી દેવો. તેજ પ્રમાણે બ્લાઉઝની બોર્ડરની લાઇન લંબાવી BF ને D આગળ મેળવી દો. ફ્રન્ટ કાપની આસપાસ લાઇન દોરી ફ્રન્ટ કાપ બ્રાઉન પેપર પર ઉતારી લેવો. આ ચાર ઇંચ કપડું દરેક કાપમાં ગેધર માટે લીધું છે એટલે બધું મલી ૧૬" કપડું આપણને ગેધર કરવા મલશે. બેક કાપ એજ રીતે ગોઠવી ગેધર માટે

કપડું કાઢવું. આ બ્લાઉઝની નીચે ગેધર કરવામાં આવ- નાર છે તેથી ચમતા લેવા નહિ. આ કાપ હંગેરીયન બ્લાઉઝ ઉપર અને નીચે ગેધર સાથેનો તૈયાર કરવા કામ લાગશે.

## હંગેરીયન બ્લાઉઝ ફકત ગળાં આગળનું ગેધરવાળું.

જો ગળાં આગળજ ગેધર કરવી હોય તો બ્લાઉઝનો ફ્રન્ટ અને એક કાપ ગળાં આગળથી ૪" ઉપર રાખવો જુઓ ચીત્ર D–૨. પણ નીચેથી બ્લાઉઝની બોર્ડર બ્રાઉન પેપરની કિનારી BF ને લગાડવી. આ પ્રમાણે ગોઠવી ફ્રન્ટ કાપની આજુબાજુ લાઇન દોરી પીન કાઢી નાખી કાપ કાપવો. આ ફેશનના હંગેરીયન બ્લાઉઝને બે એક ને બે ફ્રન્ટમાં ચમતા કરવા.

## હંગેરીયન બ્લાઉઝની સીલાઇ વિષે.

ઉપર યા નીચે એકસરખી ગેધર કરવી. ગેધર કર્યા પછી રંગીન દોરાનાં ફેન્સી ટાકાંઓની તરાં કાઢવી. ખભાં, બાંયનો ગાળો અને સાઇડો બ્લાઉઝની સીલાઇમાં સમજાવ્યા પ્રમાણે કરવી. નીચેની બોર્ડર પણ ઉથલાવેલી પટી આપી તૈયાર કરવી.

## બ્લાઉઝ ફ્રોલ્ડસનું.

કપડું:—૩૦" પનાનું બે વાર.

જ્યારે ફોલ્ડસની ફેશનવાળું બ્લાઉઝ સીવવાનું હોય ત્યારે હમેશા બ્લાઉઝને અસ્તર મુકવું. અસ્તર લેવાથી કામ સહેલ બનશે. જો અસ્તરનું કપડું ન મુકવું હોય તો જાડા બ્રાઉન પેપરનો ફ્રન્ટનો કાપ કાઢવો. જે કપડાંનો ફોલ્ડસ બનાવવો હોય તે કપડાંનો એક નાકેનો છેડો આડકતરે કાપવો. જુઓ પ્લેટ નં૦ ૮, ચીત્ર E. આ ચીત્રમાં લાઇન XY જે દોરી છે તે આડકતરે કેમ કાપવી તે બતાવી છે. આ XYનું માપ કેટલું લેશો? જેટલું વી શેપનું માપ લીધું હોય તેનાથી ડબલ એટલે ૬" × ૨" = ૧૨" થશે. જો વી શેપનું માપ ૧૨" થાય તો હમેશ XYની લાઇન ૧" કમી લેવી એટલે ૧૧" લેવી. આ ૧" કપડું ઓછું લેવાનું કારણ આ છે કે કપડું વી શેપ પર ગોઠવતી વખતે જરા ખેંચીને ગોઠવવું કે જેથી વી શેપનો ખુણો બરાબર બેસે. હવે બ્લાઉઝનો ફ્રન્ટ કાપનો અસ્તર અથવા બ્રાઉન પેપર ટેબલ પર મુકો. અસ્તરના વી શેપ પર ફોલ્ડસ લેવાનાં કપડાંને જે XY પ્રમાણે કાપ્યું છે તેની X પોઇન્ટ વી શેપના ઉપલા એક છેડા પર બે ટાકાં મારી ચીતકાવો. પછી XY લાઇનને અસ્તરનાં વી શેપ પર જરા ખેંચેલો હાથ રાખી ફાંક મારી ગોઠવો. આ પ્રમાણે આખી XYની કાપેલી લાઇન વી શેપ પર ગોઠવાઇ જશે. હવે પોઇન્ટ X આગળ પ્રથમ જે તમે

એ ટાકાં માર્યા છે તે છેડાની બાજુએ ૧" જેટલી કપડાંની પ્લીટ લઇ અસ્તરના ખભાં. પર એક ટાંકો મારો. આ પ્લીટ ફાંક પાંરતા જઇ વી શેપના બીજા છેડા તલીક પ્લીટ લઇ જવી. વી શેપનાં ખુણા આગળ જરા ગોળ આકાર પડશે. જેવી પ્લીટ બીજા ખભાંપર ખલાસ થાય કે પાછો ત્યા ટાંકો મારવો. ફરી પાછું ફ્રોલ્ડસના કપડાંની પોઇન્ટ Xની પ્લીટથી ૧" દુર બીજી પ્લીટ શરૂ કરવી. પ્લીટ માટે ફ્રોલ્ડસના કપડાંને ખભાં પર ૧" નો એક ચમતો આપી ટાંકો મારવો આ પ્રમાણે એક પછી એક પ્લીટો ગોઠવી, ખભાંનાં એક છેડાથી બીજા છેડા સુધી કરવું. બાંયના ગાળાને ફ્રોલ્ડસનું કપડું ફાંક મારી ચીટકાવવું ફ્રોલ્ડસનું કપડું જે



પ્લેટ નં૦ ૮.

બાંયના ગાળાની બહાર પડતું હોય તે કાપી નાંખવું. તેજ પ્રમાણે બ્લાઉઝની બેઉ સાઇડો અને નીચેની બોર્ડર પણ અસ્તર યા કાગજનાં માપ પ્રમાણેની કાપી ફાંક મારી તયાર કરવું. પ્લીટ ગોઠવતા વી શેપના નીચેના ખુણા આગળ પ્લીટનો ખુણો કરવો નહિ પણ બનતા લગી ગોળાકારેજ ગોઠવવું. આ પ્રમાણે તમારો ફ્રોલ્ડસનો ફ્રન્ટ કાપ તૈયાર થશે. જો બેક કાપ પણ ફ્રોલ્ડસનો લેવો હોય તો તે પણ ઉપર પ્રમાણેજ કરવુ.

જો તમે અસ્તર વાપર્યું હોય તો અસ્તર પર ફાંકથી ચીટકાવેલા ફ્રોલ્ડસને બેકના કાપ સાથ બ્લાઉઝની સીલાઈ માફક સીવી તૈયાર કરવુ પણ જો અસ્તર ન વાપર્યું હોય અને બ્રાઉન પેપરના કાપ પર ફ્રોલ્ડસ ગોઠવ્યા હોય તો બેકના કાપ સાથ ફ્રન્ટનો તૈયાર કીધેલો ભાગ કાગજ સાથે ફાંક મારી ચીટકાવી દેવો, પછી કાગજ કાઢી લેવું. બ્લાઉઝની સીલાઇ પ્રમાણે આ ફ્રોલ્ડસનું બ્લાઉઝ પણ તયાર કરી લેવું. પ્લીટો પરના ફાંકના ટાંકા ઉખેડી કાઢવા. ફાંકના ટાંકા લાંબા લાંબા લેવા. ટાંકા કાઢી નાખશો તો પ્લીટ ઉઘાડી થતાં ફ્રોલ્ડસ બનશે. આ પ્રમાણે ફ્રોલ્ડસનું બ્લાઉઝ પણ તૈયાર થયું.

## બ્લાઉઝની ફેશનો.

ફેશન પ્લેટ નં૦ ૧ અને ફેશન પ્લેટ નં૦ ૨ માં તમને બ્લાઉઝ માટે જુદી જુદી જાતની ફેશનો બતલાવવામાં આવી છે. આ વિષય લંબાણથી લખ્યો નથી, કારણ આખો ફેશનનો વિષય ફ્રોકના પ્રકરણમાં બહુ વીગતવારે સમજાવવામાં આવ્યો છે. જ્યારે તમે ફ્રોકનો વિષય પૂરો કરશો ત્યારે તમને આ ફેશનો કેમ ઉપજાવવી, ફેશનનોના કાપ કેમ કાઢવા એ સર્વ બચ્ચાંની રમત જેવું થઈ પડશે.




ફેશન પ્લેટ નં૦ ૧૦










ફેશન પ્લેટ નં૦ ૨.

# સ્કર્ટ.

## સ્કર્ટના કાપો.

તમે એક સ્લીવલેસ બ્લાઉઝ સીલાઈ કરી તૈયાર કર્યું છે, તમે એક ફ્રોક સીવવાને માટે બહુ આતુર હશો. ફ્રોકના કાપો કાઢવા શીખતાં પહેલાં જો તમોને સ્કર્ટના કાપો કાઢતાં આવડતાં હશે તો તમે તમારી સાદી અક્કલે ફ્રોક વેતરી શકશો. કારણ એક બ્લાઉઝ અને એક સ્કર્ટ જોડતાં એક ફ્રોક બને છે. ત્યારે સ્કર્ટના કાપો કેમ કાઢવા તે તપાસીશું.

## સાદો સ્કર્ટ.

કપડું :—૩૦" પનાનું ૨ વાર.

માપ :—સ્કર્ટની લંબાઈ ૨૩", કમરનો ઘેરાવો ૩૦", થાપાના ઘેરાવો ૩૬".

એક બ્રાઉન પેપરનો તાવ લેવો. (જુઓ પ્લેટ નં૦ ૯ ચીત્ર A). જમણી બાજુથી ૧" છોડી એક લાઈન AB દોરો. કમરના ઘેરાવાના ચોથા ભાગમાં ૧" ચમતા માટે અને ½" છુટ માટે ઉમેરી AB લાઇન પર ૯" ની પોઇન્ટ D માર્ક કરો. પોઇન્ટ A થી ½" થી અંદર પોઇન્ટ H માર્ક કરો. H અને D પોઇન્ટ લાઇન દોરી જોડી દો. પોઇન્ટ H થી ૫" અથવા જો ૪૦" લાંબો સ્કર્ટ વેતરવો હોય તો પોઇન્ટ H થી ૬" દુર બ્રાઉન પેપરની કિનારીએ પોઈન્ટ E માર્ક કરો. આ ૫" યા ૬" નું માપ જે છે તે કમર અને થાપાની વચ્ચેની લંબાઇ નું માપ છે નાના માટે ૫" અને મોટા માટે ૬" લેવું આ પોઇન્ટ E થી થાપાના ઘેરવાના જેટલા માપની લાઇન EF દોરો. D અને F જોડી દેવો. પોઇન્ટ H થી સ્કર્ટની લંબાઈ જેટલી માપની G પોઈન્ટ બ્રાઉન પેપરની કિનારીએ માર્ક કરો G થી એક ઉભી લાઇન દોરો. પોઇન્ટ F થી DF લાઇન લંબાવો આ લાઇન પોઈન્ટ G થી દોરેલી ઉભી લાઇનને પોઈન્ટ C આગળ મળશે. GC એ સ્કર્ટનો ઘેરાવો થયો. જો તમને વધું પહોળો સ્કર્ટ જોઇતો હોય તો DFC લાઇનની બહાર બીજી લાઇન દોરો. જુઓ ચીત્રમાં DFC ની બહાર દોરેલી એ લાઇન. જો તમને ઘેરાવો નાનો જોઇતો હોય તો જેમ બહારથી લાઇન દોરી છે તેમ DFC લાઇનની અંદર દોરી લેવી જો તમને ચોક્કસ માપનો ઘેરાવો જોઇતો હોય, ધારો કે ૫૬" તો તે ઘેરાવાનો ૪ થો ભાગ ૧૪" થશે તો પહેલાંથીજ ૧૪" ની લાઈન પોઇન્ટ G થી દોરી લેવી. અને પછી DF ને મેળવી દેવી. લાઇન GC ની વચ્ચેની પોઇન્ટને K માર્ક કરો. પોઇન્ટ G થી K સુધી અને H થી D સુધી કાગળ કાપી લેવો.




પ્લેટ નં૦ ૯.

હવે પોઇન્ટ H ને પોઇન્ટ D પર મુકો. અને પોઇન્ટ G ને પોઇન્ટ C પર મુકો. નીચેના ઘેરાવાના કાપેલા ભાગો GK અને KC એક સરખા કરવાં અને તેમ કરતાં નીચેથી જરા છાલકો ગોળકાર આપવો. છાલકો કાપવાની ભુલ ના કરતાં જો ઘણો ગોળ કાપશો તો વચમાં ખાંચો પડશે તે માટે પહેલાં કાગજ પર સરખાં કરવાની કોષેશ કરજો.

## કાપ કાપવા વિષે.

પોઇન્ટ D થી શરૂ કરી લાઇન DFC કાપશો તો સ્કર્ટનો કાપ થશે. ચીત્રમાં DFC ની ૩ લાઇનો છે તે માટે ગુચવાશો નહિ, કારણ આ લાઇનો સ્કર્ટના કમી જાસ્તી ઘેરાવાની છે. જે ઘેરાવાની લાઇન તમને જોઇએ તે માપની લાઇન કાપવી.

## કપડું વેતરવા વિષે.

આ કાગજના કાપ પ્રમાણે જો કપડું વેતરશો તો ૪ કાપનો સ્કર્ટ તૈયાર થશે જો કપડાંની ઘડી કરી કાપ મુકશો તો બે કાપનો સ્કર્ટ તૈયાર થશે.

કાગળના કાપ પરથી કપડું વેતરતાં નીચેની પટી યાને બોર્ડર માટે ૨" જેટલું વધું કપડું લેવું. પણ જો તમારે વાળવું ન હોય અને ઉથલાવેલી પટી જોડવી હોય તો સ્કર્ટના કાપ પ્રમાણેજ લેવી. જો તમને બોર્ડર પર કોર્ડીંગ બીડીંગ કરાવવી હોય અથવા આરકા બનાવવાં હોય તો કાપના માપ જેટલું કપડું વેતરવું જો તમને નીચે કોઇ જાતની બોર્ડર, લેસ વગેરે ટાંકવી હોય તો તેટલું માપ લંબાઇના માપથી કમી લેવું જો સ્કર્ટને લેફો કરવો હોય તો લેફાના પ્રમાણમાં ઓછું લેવું. જો સાડીની નીચે પેટીકોટ પહેરવાનો કરવાનો હોય તો આગલી સાઇડ વચમાંથી ૩" ઉઘાડી રાખવી પણ જો પતાવાળો સ્કર્ટ કરવો હોય તો ચમતા પતાની અંદર લઇ લેવાં પતા પર ચમતા કરવા નહિ. સ્કર્ટ, બ્લાઉઝ માફક ડાબી બાજુએ ૪" ઉઘાડું રાખવું. આ ઉઘાડા ભાગને ઉથલાવેલી પટી આપી સ્ટડ આંકડા અથવા બતન માટે તૈયાર કરવું. સીલાઇ માટે ½" કપડું જાસ્તી રાખવાનું વીસરશો નહિ.

## અમબ્રેલા સ્કર્ટ.

કપડું :—૩૦" પનાનું ૨½ થી ૩ વાર.

ઉપલા સાદા સ્કર્ટનો કાપ લેવો. એક બ્રાઉન પેપરનો તાવ લેવો જમણી બાજુથી ૧" છોડી એક ઉભી લાઇન દોરો. જુઓ પ્લેટ નં૦ ૯ ચીત્ર B. આ બ્રાઉન પેપરની કિનારીથી ૪" ઉપર આ ઉભી દોરેલી લાઇન પર અથવા આ લાઇનના બેઉ છેડે સરખા ભાગ રાખી બરાબર વચમાં કાપ પીન

કરવા. કાપ એવી રીતે પીન કરજો કે જેથી સ્કર્ટના કાપની કમરના ઘેરાવાવાળી લાઇન આ દોરેલી લાઈન પર રહે. બ્રાઉન પેપર પર આખો સાદા સ્કર્ટનો કાપ પીન કરો. કાપની આસપાસ લાઇન દોરો. આ પ્રમાણે બ્રાઉન પેપર પર સ્કર્ટનો આખો કાપ દોરેલો જણાશે. પીન કાઢીને કાપ ઉચકી લેવો. કમરની લાઈનને આ ઉભી દોરેલી લાઇન જે ચીત્રમાં AB તરીકે બતાવી છે તે પર પાછો સાદા સ્કર્ટનો કાપ મુકો. નીચેના ઘેરાવાની લાઇનને CD ના અક્ષરો પણ માર્ક કરો. હવે આ સાદો કાપ એવી રીતે ગોઠવો કે જેથી એક વેળાએ C છેડાથી ૩" દુર નીચેનો ઘેરાવો રહે. એ માટે સ્કર્ટના કાપને A પોઇન્ટ આગળ અંગુઠાથી દાબી રાખવો અને B પોઈન્ટને નીચે ખસેડતાં જાઓ જ્યાં સુધી કાપની C પોઇન્ટ બ્રાઉન પેપર પર દોરેલા કાપથી ૩" દુર થાય. આ લંબાવેલી પોઈન્ટને CI માર્ક કરો. એજ પ્રમાણે, હવે, સ્કર્ટના કાપની B પોઇન્ટ અંગુઠાએ દાબી રાખી D પોઇન્ટ પણ ૩" દુર કરો અને પોઇન્ટ DI માર્ક કરો એ માટે જુઓ, પ્લેટ નં૦ ૯ ચીત્ર B માં પોઈન્ટો CI અને DI. આ પ્રમાણે લાઇનો દોરવાથી સાદા સ્કર્ટની બેઉ બાજુએ ૩" પહોળી બનશે. તમને વધુ પહોળો સ્કર્ટ બનાવવો હોય અને કપડું પણ જાસ્તી હોય તો ઉપર પ્રમાણે ૩" જાસ્તી લીધું છે તે ૩" બદલ જાસ્તીમાં જાસ્તી ૬" સુધી બેઉ બાજુએ લઇ શકશો. હવે એ પહોળા થયલા કાપની CI અને DI પોઇન્ટો છાલકા ગોળાકારે જોડી દેવો. AC અને BD ની વધુ પહોળાઇની લાઇનો જોડી દેવો. લાઇનો ACI, BDI કાપી નાંખો. લાઈન BDI, ACI પર મુકો. અને નીચે જો ગોળાકાર બરાબર ન હોય તો તે કાપીને બરાબર કરો. આ પ્રમાણે તમે અમ્બ્રેલા સ્કર્ટનો કાપ તૈયાર કર્યો છે.

આ અમ્બ્રેલા સ્કર્ટના Flare બરાબર દેખાડવા માંગતા હો, અને જો તમારી પાસે કપડું જાસ્તી હોય તો સ્કર્ટના કપડાંના પનાને માપથી ત્રીકોણવાળી તે પર કાપ મૂકી કપડું વેતરવું આ પ્રમાણે વેતરવાથી Flare વધુ સારી પડશે અને સીવેલું કપડું વધુ શોભા આપશે. જો પનાથી ત્રીકોણ ઘડી કીધેલાં કપડાં કરતાં સ્કર્ટનો કાપ મોટો હોય તો કપડાંને તેજ કપડાંની પટી આપી પનો જાસ્તી કરવો. આ પ્રમાણે જોડેલા કપડાંનો સાંધો હંમેશા કમર આગળજ રાખવો કે જેથી નીચે વધુ ઝાલર બનતી જણાય.

## સોલ કાપનો સ્કર્ટ.

સ્કર્ટની લંબાઈ ૨૬".

કમરનો ઘેરાવો ૨૪".

એક બ્રાઉન પેપરનો ટુકડો ૨૬" લાંબો અને ૬" પહોળો લેવો. ૬" પહોળો શા માટે લેવો તે જાણવું જરૂરી છે. કમરનો ઘેરાવો ૨૪" છે અને તેના ૧૬ સરખા ભાગ કરીશું તો ૧ ભાગનું માપ $1\frac{1}{2}$" થશે. આ ભાગની બે બાજુએ સાંધા કરવાનાં છે, તો દરેક સાંધા માટે $\frac{1}{4}$" લઇએ તો $1\frac{1}{2}$" + $\frac{1}{4}$" + $\frac{1}{4}$" = ૨" માપ થશે. આ માપ કમરનાં ઘેરાવાનું થશે. સ્કર્ટની નીચેના ઘેરાવા માટે કમરનું જે માપ હોય તેનાથી ડબલ લેવું. એટલે (૨" + ૨" = ૪"). આ ૪" નીચેનાં ભાગનું માપ થયું. હવે આપણે બ્રાઉન પેપરનો કાપ ૨૬" લાંબો અને ૬" પહોળો કાપયો છે. કમરનાં ઘેરાવાના માપમાં નીચેના ઘેરાવાનું માપ ઉમેરશું તો ૬" માપ થશે. હવે બ્રાઉન પેપરનાં કાપને ટેબલ પર ગોઠવો. આ કાપને પ્લેટ નં૦ ૧૦, ચીત્ર C માં બતાવ્યા પ્રમાણે ABCD નાં અક્ષરો ચારે ખુણે આપી દો. પોઇન્ટ A થી ૪" ની પોઇન્ટ E માર્ક કરો અને પોઇન્ટ C થી ૨" ની પોઇન્ટ F માર્ક કરો. E અને F જોડી કાપો. આ પ્રમાણે એક કાગજના કાપ પરથી બે કાપ વેતરાશે.

## કપડું વેતરવા વિષે.

કપડું :—૩૦" પનાનું બે વાર.

૨૬" + ૨" બોર્ડર વાળવા માટે જોઇશે. એટલે પનામાંથી ૨૮" અને લંબાઇમાં ૪૮" લાંબું કપડું કાપો. આ ૪૮" લંબાઇની બરાબર એકસરખી આંઠ ઘડી કરો. આ પ્રમાણે ઘડી કરવાથી કપડાંનું દરેક પડ ૨૮" × ૬" થશે. આ ઘડીની ઉપર કાગજનો એક કાપ પીન કરો. અને કાપ પ્રમાણે કપડું વેતરો. તમારી પાસે કપડાંના ૧૬ કાપો તૈયાર થયા, ૨" વાળા ભાગ કમરના ઘેરાવામાં લેવા અને ૪" વાળાં ભાગ નીચેના ઘેરાવા માટે લેવા. આવા સ્કર્ટમાં જો બે જાતના રંગના કપડાં વાપર્યા હોય તો બહુ "એટ્રેકટીવ" યાને આકર્ષિત લાગશે. એ ઉપરાંત જો વધુ ફેશન કરવી હોય અને ઘેરાવો પણ જાસ્તી કરવો હોય તો પ્લેટ નં૦ ૧૦ નાં ઉપલાં ચીત્રમાં બતાવ્યા પ્રમાણે નીચેથી ત્રીકોણ બીજા રંગનું કપડું અથવા ત્રીકોણ કાપેલાં લેસપીસ, લેસ, વગેરેના કાપો જોડવાથી શોભામાં ઓર વધારો થશે અને સ્કર્ટ પણ વધુ પહોળો થશે.

## સ્કર્ટની શીલાઇ વિષે.

તમો સ્કર્ટના કાપો વેતર્યા પછી જાણી શકયાં છો, કે એક સ્કર્ટ બે, ચાર અને વધુ કાપોથી તૈયાર થાય છે. જો બે કાપનો સ્કર્ટ તૈયાર કરવો હોય તો જમણી બાજુ ફ્રેન્ચસીમ સીલાઈ કરી, સાંધો કરવો અને ડાબી બાજુ ૫" યા ૬" ઉઘાડો રાખી બાકીના ભાગને ફ્રેન્ચસીમથી સીલાઇ કરવી. જે ભાગ તમે ઉપરથી ખુલ્લો રાખ્યો છે તે ભાગને પટીઓ આપી સ્ટડ બટન

માટે તૈયાર કરવો. જ્યારે બેથી વધુ સ્કર્ટના કાપો કરવા હોય તો બધા સાંધા ફ્રેન્ચસીમથી કરવા પણ જે સાંધો ડાબી બાજુ આવતો હોય તેવા સાંધાને ૫" યા ૬" સ્ટડ બતન માટે ઉઘાડો રાખી ઉપર પ્રમાણે તૈયાર કરવો.

જો તમે ફ્રીલ, બોક્ષ યા પ્લીટનાં સ્કર્ટો સીવતા હો તો હમેશ પ્લીટ પહેલા ગોઠવવી પછી ફ્રાંક મારી તૈયાર કરવી. **કમરનાં ઘેરાવા જેટલી પ્લીટ ગોઠવ્યા પછી કમરથી નીચે ૫" યા ૬" પર થાપનાં ઘેરાવા જેટલો પહોળો સ્કર્ટ છે કે નહિ તે જોવો. જો ન હોય તો પ્લીટ ઉખેડી બરાબર માપસરની કરવી.** અને ત્યાર પછીજ સીલાઈ કરવી. જો એમજ સીલાઇ કરશો અને ટાઇટ હશે તો ઉખેડવો પડશે. જો એક કલાકમાં એક સ્કર્ટ તૈયાર થતો હશે તો ઉખેડવા અને સીલાઈ કરવા ૩ કલાક જોઈશે.

સ્કર્ટના ચમતા હમેશાં સીધા લેવા. ગોળાકારે લેવા નહિ. જુઓ ચમતાનો વિષય. આપને પ્રથમ કાપ કાપતી વેળાએ ૧" કમરમાં ચમતા માટે જાસ્તી લીધું હતું તો બે ચમતા આગળ ને બે ચમતા પાછળ આવશે. આગળા ને પાછલા ચમતા એક સરખા અને એકએકની સામે લેવા. ચમતા ઉપલા ભાગનાં લેફ્રામાં યા પટામાં ન લેવા. પ્લીટ બોક્ષ ફ્રીલ યા સોલ કાપનાં સ્કર્ટમાં ચમતા લેવા નહિ. સ્કર્ટના સાંધાઓ તૈયાર થતાં તરત અસ્તરી મારવી. સ્કર્ટની નીચેની બોર્ડર તથા સ્કર્ટની ઉપરના પટા યા લેફ્રાવાળા ભાગ માટે જો કાપમાં જાસ્તી કપડું લીધું નહિ હોય તો ઉથલાવેલી લાંબી પટી લઇ પહેલે ઉપર યા નીચેની સીલાઇ કરીને એક સરખી પટી વાળી ફ્રાંક મારવી. ફ્રાંક માર્યા પછી અસ્તરી મારવી અને ત્યાર પછીજ ઓટણુ કરવી, કમરના પટાને મસીન સીલાઈ કરશો તો પણ ચાલશે.

## ચીત્ર પરથી સ્કર્ટના કાપો કાઢવા વિષે.

દરેક ચીત્ર આપણા શરીરનો અર્ધો ભાગ છે. હવે ફેશન બુકના ચીત્ર પરથી સ્કર્ટના કાપો કેમ વેતરવા તે તપાસીએ.

(૬) ધારો કે **પ્લેટ નં૦ ૧૦, ચીત્ર E ના સ્કર્ટ**નો કાપ તમારે કાઢવો છે. ચીત્રમાં સ્કર્ટનો ગોળાકાર આપણને થાપા આગળ દેખાય છે તો તમો તમારા કાગજના કાપ પર પણ થાપા આગળ ગોળાકાર દોરો. (થાપો કમરથી ૫" યા ૬" નીચે હોય છે). જુઓ પ્લેટ નં૦ ૧૦, ચીત્ર F. હવે એક કાપનાં બે ભાગ થયા; એક AB ગોળાકારની ઉપરનો અને બીજો AB ગોળાકારની નીચેનો. જ્યારે કપડું વેતરવું હોય ત્યારે AB ની નીચેનો ગોળાકાર કપડાંની ઘડી કરી કાપવો. સીલાઇ માટે જગા રાખવી. AB ની ઉપરનો ભાગ ગોળાકારે કાપવો નહિ પણ A, અને B પોઇન્ટોને પહેલાં એક

સીધી લાઈન દોરી જોડવી. આ સીધી લાઇનની નીચે ૧" ની લાઇન દોરવી. આ માપનો કપડાંનો કાપ વેતરવો. આ પ્રમાણે કાપવાથી સીલાઈ કરવી બહુ સહેલું થશે. જો એઉ કાપ ગોળાકારે કાપશો તો સીલાઇ કરવી ભારી પડશે અને ખોળ પણ આવશે. ગોળાકારનો કાપ સીધા કાપ પર મૂકી ગોળાકારની કિનારી વાળી ફાંક મારવી. અસ્તરી કરી બરાબર બેસાડયા પછી સીલાઈ કરવી.

કપડું વેતરતી વખતે કપડાંની ઘડી કરી વેતરસો તો બે કાપે સ્કર્ટ ઉભો થશે. ઉપર જણાવ્યા પ્રમાણે બે ભાગ વેતરી સ્કર્ટની સીલાઇ કરવાની જે સમજણ આપી છે તે પ્રમાણે સીલાઈ કરી સ્કર્ટ તૈયાર કરવો.

**(૨) જુઓ પ્લેટ નં૦ ૧૦, ચીત્ર નં૦ G.** આ પ્રમાણે આપણે હવે બીજી ફેશનનો કાપ વેતરશું. ચીત્ર H માં કાગળનાં કાપ પર નીચેની પ્લીટ વાળા કાપની જગા દોરવામાં આવી છે. આ BCD ડબલ કપડાં પર કાપશો, તો ચીત્ર G પ્રમાણે આકાર માલમ પડશે.

એ આકાર કેમ બનાવવો તે તપાસીએ વચમાંની ત્રીકોણ પોઇન્ટની ઉપરની બે પોઇન્ટો નજદીક થાપા ગમ જણાય છે. તો તમારા કાપની ઉપર ત્રીકોણની પોઇન્ટ B તરીકે માર્ક કરો. અને એક પોઇન્ટ અંદાજે થાપાની આગલ ત્રીકોણ પોઇન્ટની ઉપર, પોઇન્ટ C તરીકે માર્ક કરો. B અને C જોડી દો, અને પોઇન્ટ C થી એકદમ સીધી લાઇન ન દોરતા નીચે જતાં જરા પહોળો આકાર થાય એમ દોરો. આ BCD નો ખાંચો પ્લીટ માટે છે. એજ પ્રમાણેનો કાપ પ્રથમ એક બીજા કાગળ પર કાપો. અને આ BC ના ખાંચામાં બીજા કાગળની પ્લીટ કરી ગોઠવો કે જેથી તમને કાગળ પરથી કપડાનો અંદાજ આવે. ઉપરથી પ્લીટ બહુ ગીચ અને પતલી થશે જ્યારે નીચે આવતાં તેજ પ્લીટો પહોળી થશે બધી પ્લીટો એક સરખીજ પહોળી થવી જોઇએ એક પહોળી ને બીજી પટલી કરશો નહિ. જ્યારે કપડાંની પ્લીટ કરો ત્યારે દરેક પ્લીટને ફાંક મારતાં જજો અને ફાંક મારી રહ્યા પછી તરત અસ્તરી કરજો. લંબાઈમાં પ્લીટનું કપડું CD જેટલું લેવું નહિ પણ ૧" યા ૧½" જાસ્તી લેવું. પ્લીટવાળું કપડું સ્કર્ટના કપડાંની નીચે મૂકવું કે જેથી BC નો ત્રીકોણ આકાર બરોબર ગોઠવાય. ફાંક મારી અસ્તરી થયા પછી સીલાઈ કરવી. દરેક પ્લીટ જો ૧" ની જોઇતી હોય તો એક પ્લીટમાં ૩" કપડું જશે એજ પ્રમાણે કપડાંનો અંદાજ કાઢી કપડું ધરાક પાસેથી જાસ્તી લેવું.

પ્લીટ માટે જે જાસ્તી કપડું ઉપર ૧" યા ૧½" લીધું છે તે સીલાઈ કરીને કાપી નાંખવું. આવી ઉપરથી સાંકડી અને નીચેથી પહોળી પ્લીટો કરવી હોય તો નીચેનાં ભાગની પ્લીટના માપ પ્રમાણે કપડું માપવું. ઉપર જતાં

બેઉ નાકેથી અંદાજે કપડું થોડું કાપી કાઢવું જેથી ઉપર ઢગલો ન થાય. આ પ્રમાણે આપણે બીજી ફેશનના સ્કર્ટનો કાપ તૈયાર કીધો.

(૩) **જો પ્લેટ નં૦ ૧૦, ચીત્ર I પ્રમાણે બોક્ષનો સ્કર્ટ તૈયાર** કરવો હોય તો નીચે પ્રમાણે વેતરવો. બે પ્લીટ અથવા બે ચમતા જે એક જમણી બાજુએ અને એક ડાબી બાજુએથી વાળેલો હોય તેને બોક્ષ કહે છે. આવી જાતના બોક્ષ બ્લાઉઝ, ફ્રોક અને સ્કર્ટના કાપોમાં જણાય છે. આ બોક્ષ બે જાતના હોય છે. એક ચત્તો યાને બોક્ષ બહારથી પટાવાળો જણાય છે તે અને બીજો આ બહાર જણાતો બોક્ષ ઉલટે પડે લીધાથી સીલાઇ કર્યા પછી એક સાંધા જેવો લાગે છેતે. આ ઉલટે પડનો બોક્ષ નીચેથી ઉઘાડો રાખવામાં આવે છે કે જેથી નીચેનો ઘેરાવો પોહળો બને છે. ચીત્ર I માં બહાર પડતો બોક્ષ બતાવવામાં આવ્યો છે. જ્યારે આ ઉલટે પડે બોક્ષ કરવામાં આવે છે ત્યારે બેઉ ચમતાનાં જોડાણની કિનારીએ બાજુ બાજુ સીલાઈ કરવામાં આવે છે, કે જેથી જોનારને એકજ સીલાઇ છે એમ દીસે છે. સીલાઇના છેડા પર ત્રીકોણ સીલાઈ કરવામાં આવે છે જેથી તે ઉખડી ન જાય. હવે આપણે પ્લેટ નં૦ ૧૦, ચીત્ર I પ્રમાણે બોક્ષનો સ્કર્ટ કેમ વેતરવો તે તપાસીએ.

કમરના ઘેરાવાનું માપ લો, કમર જો ૨૪" હોય તો અર્ધી કમર ૧૨" થશે. હવે આપણે જોઇ ગયા છીએ કે જો ૧" ની પ્લીટ બનાવવી હોય તો ૩" કપડું જોઇએ. પણ આપણને તો એક બોક્ષ બનાવવો છે. એક બોક્ષ બે પ્લીટથી બને છે (યાને બે ચમતા દરેક ચમતો ૧" નો) એક જમણી બાજુ અને એક ડાબી બાજુ લેવાથી એક બોક્ષ તૈયાર બને છે. ત્યારે આપણને એક બોક્ષ માટે ૬" કપડું જોઇશે અને બોક્ષ ૨" નો થશે. હવે આપણા માપની અંદર આપણે ૧૨" કમરનો ઘેરાવો લીધો છે. બોક્ષનો આગલો ભાગ ઘેરાવાના માપની અંદર આવી જાય છે તો હવે આપણને ફક્ત ૪" કપડું જાસ્તી લેવું જોઇશે. કમરનો અર્ધો ઘેરાવો ૧૨" + ૪" (બોક્ષ માટે જાસ્તી) = ૧૬". જેમ કમરના ઘેરાવામાં ૪" જાસ્તી લીધું છે તેમ નીચેના ઘેરાવામાં પણ ૪" કપડું જાસ્તી થશે. આ ઉપલી સમજણ તમણે કપડું કેટલું જાસ્તી લેવું તે માટે છે. બોક્ષનો સ્કર્ટ વેતરવો બહુ સહેલો છે. તમારા સાદા સ્કર્ટનો કાપ લઇ ડબલ ઘડી કરેલા કપડાં પર જેમ ડબલ ચેસ્ટ માટે બ્લાઉઝનો કાપ કપડાંની ઘડીના કિનારીથી ઉપર મૂકયો હતો તેમ આપણને ૪" કપડું જાસ્તી જોઇએ છે તો સ્કર્ટનો કાપ ઘડીની કિનારીથી ૨" ઉપર મૂકવો. કપડાંની ડબલ ઘડી હોવાથી ૨" ઉપરનાં પડના અને ૨" નીચેના પડનાં તમને જાસ્તી મળશે. બધુ મલી ૪" જાસ્તી કપડું આપણે લીધું, જો એક કરતાં વધુ બોક્ષ લવો હોય તો તે પ્રમાણે હિસાબે કાપ ઘડીની કિનારથી દૂર મૂકવો. બોક્ષના સ્કર્ટમાં ચમતા લેવા નહિ. સીલાઈ સાદા સ્કર્ટમાં આપી છે તે પ્રમાણે કરવી.

## સ્કર્ટની ફેશનો.




ફેશન પ્લેટ નં૦ ૩.

ફેશન પ્લેટ નં૦ ૩ ને ૪ માં તમો ચીત્ર ૫૧૯ થી ૫૨૮ માં જુદી જુદી જાતની ફેશનો જોશો. આ ફેશનનો વીશય હમોએ ફ્રોકના વીષયમાં બહુ




ફેશન પ્લેટ નં૦ ૪.

લંબાનથી આપ્યો છે. માટે હઇયાં વધુ લંબાન કરવાની જરૂર જોઇ નથી. જયારે તમો ફ્રોકનો વીષય પુરો કરશો કે આ ફેશનો પ્રમાણે સ્કર્ટ કેમ વેતરવા એ તમોને બચ્ચાંની રમત થઇ પડશે.

બ્લાઉઝો અને સ્કર્ટનાં કાપો કાઢવા કપડું વેતરવા અને સીલાઇ કરવા જાણ્યું છે. આ બેઉના કાપો પરથી ફ્રોક તમો સાદી અક્કલ વાપરી વેતરી શકશો. ફ્રોક વેતરવાનો વિષય શરૂ કર્યે તે અગાઉ પહેલાં બાંય કેમ વેતરવી, જુદી જુદી જાતની બાંયના કાપ કેમ કાઢવા અને તે ઉપરથી જુદી જુદી જાતની ફેશનની બાંયો કેમ ઉપજાવવી તે માટે આપણે હવે લંબાણથી તપાસીશુ. બાંય અને કોલરનો વિષય પૂરો કરશો તો ફ્રોક તમે પલવારમાં વેતરી સીલાઇ કરી શકશો. સાદી બાંયથી માંડી જુદી જુદી જાતની બાંયો માટે થોડુંક જાણવું બહુ અગત્યનું છે.

# બાંય.

## સાદી બાયનો કાપ.

કપડું:—૩૦" પનાનું ૧ ફુટથી અર્ધો વાર.

માપ:—બગલનો ગાળો ૭", બેક ૬", બેયની નીચેનો ગાળો ૮", બાંયની લંબાઇ ૬".

તે પાક કીરતારની મહેરથી તમને સ્લીવલેસ બ્લાઉઝ અને સ્કર્ટ વેતરવા તથા સીલાઇ કરતાં આવડયુ છે. બાંયથી બ્લાઉઝ તથા ફ્રોકની શોભા વધે છે. જેમ ફ્રોક અને બ્લાઉઝના કાપોથી તમે જાત જાતનાં બાનુઓના પોશાક સહેલાઇથી વેતરી શકશો, તેજ પ્રમાણે જો તમને ફક્ત સાદી બાંયનો કાપ કાઢવા; કપડું વેતરવા અને સીલાઇ કરતાં આવડશે તો તમો સેંકડો જાતની બાંયોના કાપ ઝટ બનાવી શકશો.

## સાદી બાંય.

સાદી બાંય માટે એક ડબલ વાળેલું બ્રાઉન પેપર લો, ઘડી વાળેલી કિનારી તમારી બાજુ રાખો. જમણી બાજુએ ૧" છોડી પોઈન્ટ A માર્ક કરો. પોઈન્ટ A થી બગલના ગાળાનું માપ જે ૭" છે, તે માપની એક ઉભી લાઇન AB દોરો. કાગળની ઘડી કીધેલી કિનારી પર પોઇન્ટ A થી બાંયની લંબાઇ જે ૬" છે તે માપની એક પોઈન્ટ C માર્ક કરો. C થી એક ઉભી લાઇન અને B પોઇન્ટથી એક આડી લાઇન દોરો. આ બેઉ લાઇન જયાં મલે ત્યાં પોઈન્ટ D માર્ક કરો લાઇન CD પર પોઇન્ટ C થી બેયના










પ્લેટ નં૦ ૧૧.

નીચેના ગાળાનું અર્ધું માપ (૮ ÷ ૨)=જે ૪" છે તે પોઇન્ટ H થી માર્ક કરો. તેજ પ્રમાણે પોઇન્ટિ B થી એકનું અર્ધું માપ જે ૩" થશે તે પોઇન્ટ E થી માર્ક કરો. આ પ્રમાણે ઉપર લીધેલા બધા માપ આપણે પ્લેટ નં૦ ૧૧ ચીત્ર A માં ઉતારી લીધા છે.

**બાંય માટે નીચલું માપ જરા ધ્યાન રાખજો.**

**બાળાઓ માટે ૨".**

**સાધારણ બૈરાંઓ માટે ૨½".**

**અને જાડા બૈરાંઓ માટે ૩".**

આ ઉપલાં માપની એક પોઇન્ટિ E થી નીચે અને બીજી પોઇન્ટ, પોઇન્ટ A થી ઉપર માર્ક કરવી. આપણને ઉપલાં ત્રણ માપમાંથી સાધારણ બૈરાઓનું માપ અત્યારે લેવું છે, તો પોઇન્ટિ E થી એક લાઇન EF (૨½") દોરો. તેજ પ્રમાણે પોઇન્ટ A થી લાઇન AB પર ૨½" ની પોઇન્ટિ G માર્ક કરો. પોઇન્ટ A ની બહાર ½" પર એક પોઇન્ટ K માર્ક કરો. G અને K જરા ગોળાકારે મેળવો. પોઇન્ટો EG, FG, FA, લાઇનિ દોરી જોડી દો. લાઇનિ EGની નીચે એક છાલકી ગોળ લાઇન દોરો. તેજ પ્રમાણે H અને E પોઇન્ટો પણ જોડો. તમારી સાદી બાંયનો કાપ KACHE, EG ની ગોળ લાઇન અને GK મલવાથી તૈયાર થશે.

**સાદી બાંયનો કાપ કાપવા વિષે.**

પોઇન્ટ K થી કાપવાનું શરૂ કરતાં પોઇન્ટો KGE (ગોળાકાર) H અને C કાપ્યાથી સાદી બાંયનો કાપ ઉતરશે.

જો સાદી બાંય તમને ખભાથી થોડી ઉંચી જોઇએ તો જે પ્રમાણે EG ને ગોળાકાર આપી કાપ્યો, તેજ પ્રમાણે FG લાઇનિની નીચે ગોળાકાર આપી કાપવો. જુઓ ડોટેડ લાઇન FG, પ્લેટ નં૦ ૧૧, ચીત્ર A.

તમે ડબલ કાગજ લીધું હોવાથી બાંયનાં KGE ના ડબલ પડો બ્લાઉઝનાં બગલનાં ઘેરાવા સાથે સીલાઈ થશે. EH બાંયની અંદરનો સાંધો થશે. HC બાંયની નીચેનો ગાળો અને KC બાંયની લંબાઇ થશે.

આ સાદી બાંયનો કાપ દોરતાં ભાગ્યેજ અર્ધો કલાક થયો હશે. આ સાદી બાંય પરથી સેંકડો બાંયો તમે વેતરી શકશો. તે માટે આ કાપ બરાબર ધ્યાનમાં ઉતારી રાખજો. જો તમને ફ્રંટ, બેક અને બાંયના કાપો આવડે તો તમે કોઈ પણ ફેશન બુકમાંથી ફેશન પ્રમાણે કાપ કાઢી પોશાક અર્ધા કલાકમાં સીવી શકશો, બાંયની સીલાઇ માટે આપણે આખરમાં તપાસીશું તેટલાં જુદી જુદી ફેશનની બાંયના કાપો કેમ કાઢવા તે તપાસી જોઇએ.

## પફની બાંયનો કાપ.

કપડું :—૩૦" પનાનું ૨ ફુટ.

માપ :—સાદી બાંયનો કાપ.

ડબલ વાળેલું બ્રાઉન પેપરનો ઘડી કીધેલો ભાગ તમારી પાસે રાખો. આ ઘડીવાળી કિનારીથી ૧½" યા ૨" ઉપર તમારી સાદી બાંયનો કાપ પીન કરો. જે વેળા પટલું કપડું હોય ત્યારે ૨" કાપ દૂર મૂકવો. પણ જો જાડું કપડું હોય તો ૧½" પર પીન કરો. જુઓ પ્લેટ નં૦ ૧૧, ચીત્ર B. સાદી બાંયનો કાપ CKGEH, પોઈન્ટો C અને K થી ¾" બહાર પોઈન્ટો P અને R માર્ક કરો, પોઈન્ટ H થી એક લાઈન દોરો. જે પોઈન્ટ P ને લાગી કાગળની કિનારીએ M પોઇન્ટ આગળ મળશે. પોઈન્ટ G થી ગોળાકાર આપી તેજ લાઈન પોઇન્ટ R ને લગાડી બ્રાઉન પેપરની કિનારીએ પોઇન્ટ O ને મેળવો. બાકી રહેલી લાઇન HE અને EG કાપની લગોલગથી દોરી સાદી બાંયનો કાપ ઉચકી લેવો. પ્લેટ નં૦ ૧૧, ચીત્ર B તમારી પફની બાંયનો કાપ થશે. EGRO બગલનાં ગાળાનો સાંધો થશે.

## સાદી પફની બાંય કફ સાથની.

પ્લેટ નં૦ ૧૧, ચીત્ર B પ્રમાણે સાદી બાંયની લાઇન HC કરતાં પફની બાંયની લાઇન HM ૨" યા ૧½" વધું લાંબી છે. આ જાસ્તી ભાગ નીચે ફ્રીલ કરવા આપણે લીધો હતો. જ્યારે આ પફની બાંયનો કાપ આખો ઉઘાડશું, ત્યારે બે લાઇન HM મલી ૩" જાસ્તી લાંબી સાદી બાંય કરતાં થશે. આ ઉઘાડેલી પફની બાંયનુ ચીત્ર પ્લેટ નં૦ ૧૧, ચીત્ર C માં તમે જોશો. હવે હાલમાં આપણને બાંયની નીચેનાં ગાળામાં ફ્રીલ કરવી નથી પણ તેને બદલે નીચે કફ બનાવવાનો છે. તે કેમ બનાવવો તે તપાસીએ. તમારી સાદી બાંયના કાપને જે અંગ્રેજી અક્ષરો આપ્યા છે તે આ ચીત્રમાં ડબલ વખત લખેલા માલમ પડશે. લાઇન HMH એ બાંયની નીચેના ગાળાની લાઈન છે, અને એ ૩" તમારા માપ કરતાં જાસ્તી છે. નીચેનો કફ જો આપણને ૧½" જેટલો પહોળો કરવો હોય તો બેઉ પોઇન્ટ H થી ૧½" પર પોઇન્ટ L માર્ક કરો અને બેઉ L પોઈન્ટો લાઈન દોરી જોડી દો. બાંયની નીચેનો ગાળો ૮" છે તો તેનું અર્ધુ ૪" થશે. આ ૪" માં સીલાઈ માટે ½" ઉમરીએ તો પોઇન્ટ H અને L થી ૪½" પર પોઇન્ટો RS માર્ક કરો. બે RS જોડી દો. જુઓ પ્લેટ નં૦ ૧૧, ચીત્ર C માં બે RS ડોટેડ લાઇનો. આ બેઉ RS ની વચ્ચેનો ગાળો કાપી નાંખશો તો સાદો કફ થશે. પણ જો કફને ફેશન કરવી હોય તો ચીત્રમાં

બતાવ્યા પ્રમાણે P નો ઘાટ આપવો. અહીં તમે કોઈપણ આકાર આપી શકશો. બેઉ P એક એક પર મૂકી તમે ફેશન વધુ શોભાવવા માટે તે પર એમ્બ્રોયડરી, કોર્ડીંગ, બીડીંગ યા ફેન્સી બટન આપજો. આ P નો આકાર ચીત્રમાં બતાવ્યા પ્રમાણે કરશો તો એક ફેશન થઈ. જો ગોળ કરશો તો બીજી ફેશન થશે. એમ્બ્રોયડરી કરશો તો ત્રીજી ફેશન થશે. તે ઉપરાંત જો તમને બાંય વધુ ફેશનેબલ બનાવવી હોય તો તમે જાત જાતના આકાર બાંયના કપડામાંથી કાપી નાખશો અને તે ભાગો ખુલ્લા રાખશો તો વધુ ફેશન બનશે. એ માટે જુઓ ચીત્રમાં XYZ નો કાળો કીધેલો ભાગ. ચીત્રમાં XYZ ને ગોળાકાર આપ્યો છે પણ તમે તમારો મન પસંદ આકાર કાપી શકશો.

જેટલા આકાર કાપશો તેટલી સંખ્યા બાંયની ફેશનમાં વધશે. આ ચીત્રમાં બતાવ્યા પ્રમાણે આ આકાર નાનો ન કાપતાં મોટો કાપશો અને તે જગાપર લેસપીસ, લેસ, નેટ, બીજા રંગનું કપડું યા એમ્બ્રોયડરી કરશો તો ફેશનમાં ઓર વધારો થશે. એ પ્રમાણે તમે અત્યંરેજ નજદીક દસ પંદર ફેશનો તમારા મનભાવથી ઉતારી શકશો. જો તમે બાંયની નીચેના ગાળાને કોર્ડીંગ કરાવશો તો એક ફેશન થશે અને એજ ગાળા પર બેડ, ટ્રીમીંગ, ફ્રીલ, પટલી લેસ વગેરે મૂકશો તો વધુ ચાર ફેશનો તમે ઉપજાવેલી કહેવાશે.

## પફની બાંયની વધુ ફેશનો.

પ્લેટ નં૦ ૧૨, ચીત્રો ૧ થી ૬ પર તમારી નજર દોડાવો. આ સાદી પફની બાંયનો કાપ ઉઘાડી ખુલ્લો દેખાડયો છે. એ દરેક ચીત્રમાં તમે જુદા જુદા આકારો જોઈ શકશો. તે ઉપરાંત નં૦ ૧ અને ૨ ચીત્રમાં તમે પફની બાંયના કાપના ત્રણ ભાગ કીધેલા જોશો. આ ત્રણ ભાગની અંદર તમે નીચે પ્રમાણે વધુ ફેશનો બનાવી શકશો.

(૧) બે જાતના રંગીન કપડાં વાપરવાથી ફેશન બનશે.

(૨) પટાવાળા રંગીન કપડાંની આડી ઉભી કપડાંની તરાં ગોઠવશો તો બીજી ફેશન થશે.

(૩) વચમાં પ્લીટ, તકસ, ફ્રીલ વગેરે કરશો તો ત્રીજી ફેશન થશે.

(૪) વચમાંના ટુકડાપર એમ્બ્રોયડરી કરશો તો ચોથી ફેશન બનશે.

(૫) વચમાંના ટુકડાપર હનીકોમ કરશો તો પાંચમી ફેશન બનશે.

(૬) જો તમે વચમાંથી જાત જાતનાં આકારો કાપી કપડું ઉઘાડુંજ રાખશો તો એક ફેશન વધશે.

(૭) ચીત્ર નંબર છ પ્રમાણે ઉઘાડા ભાગ પર જો તમે લેસપીસ, નેટ, લેસ વગેરે જાતનું બીજું કપડું ટાંકશો તો એક ફેશન વધશે.

આ સર્વે ઉપલી ફેશનોને તેની સીલાઇની રેખા પર જો તમે કોર્ડીંગ, બીડીંગ, ઘેડ, ત્રીમીંગ, કોર્ડ, લેસ, વગેરે કરશો તો દરેક ઉપલી ફેશનોની સંખ્યા










પ્લેટ નં૦ ૧૨.

તમે છ ઘણી કરી શકશો. આ પ્રમાણે અત્યારેજ શીખતાં શીખતાં નજદીક ૫૦ જાતની ફેશનો ઉપજાવી શકયાં છીએ. જો તમે તમારી આંખ ઉઘાડી રાખી રસ્તા પર ચાલતાં હાલતાં હરેક જાતની ફેશનો પર નેગાહ રાખશો અને ઘરે આવી તેજ ફેશનો એક ચોપડી પર તમારા મગજમાંથી ઉતારી રાખશો તો તમને કોઇબી જાતની ફેશન બુક ખરીદવાની જરૂર રહેશે નહિ.

ત્રણ ભાગો ફીધેલી બાંય ફાયદાકારક છે, કારણ આવી બાંયમાં અખંડ કપડું જોઇતુ નથી. બીજું નાના ટુકડાએમાંથી પણ તમે બાંય ઉપજાવી શકશો.

હું ધારૂં છું કે તમને આટલી ફેશનો બસ છે. પણ તે છતાં જો તમને હજુ ફેશનની સંખ્યામાં વધારો કરવો હોય તો બાંયના કફ, જાત જાતનાં આકારના અને જાત જાતનાં કલરના કપડાંથી કરશો તો બાંયની ઓર વધુ ફેશન વધશે. એ માટે મહેનત, ધીરજ અને ખંત રાખશો તો તમે તમારૂં ધારેલું કામ પાર પડશો.

## મટન સ્લીવ બાંય.

કપડું :—૩૦" પનાનું ¾ વાર.

માપ :—સાદી બાંયનો કાપ.

મટન સ્લીવ બાંયના કાપને હમેશા ત્રીકોણ ઘડી કરેલાં કપડાં પર મૂકી વેતરવો. ત્રીકોણ કપડું કરવાથી બાંય બરાબર ઉપસશે. ત્રીકોણ કપડું લેવાનું ધ્યાનમાં રહે તે માટે કાપ પણ ત્રીકોણ વાળેલા બ્રાઉન પેપર પર કાઢશું. મટન સ્લીવ બાંય માટે કપડું જાસ્તી જોઇશે.

ત્રીકોણ ડબલ ઘડી ફીધેલું બ્રાઉન પેપર લો. જુઓ પ્લેટ નં૦ ૧૩, ચીત્ર A.

ABD એ ત્રીકોણ ઘડી કરેલું બ્રાઉન પેપર છે. લાઇન AB ઘડી કરેલા બ્રાઉન પેપરની કોર છે. HCKGE તમારી સાદી બાંયનો કાપ લો. સાદી બાંયના કાપની નીચેની લાઇન CK આ ત્રીકોણ કાગજની ઘડીની કિનારી પર એવી રીતે ગોઠવો કે પોઇન્ટ C લાઇન AB ને લાગે અને પોઇન્ટ K, AB લાઇનથી ૨" ઉપર રહે. એમ સાદી બાંયનો કાપ બ્રાઉન પેપર પર ગોઠવી પીન કરો.

સાદી બાંયનાં કાપની આજુબાજુ પેન્સીલે લાઇન દોરી બ્રાઉન પેપર પર કાપ ઉતારી લો. મતન સ્લીવ બાંય હમેશા ચમતાથી શોભે છે તો ચમતા માટે પોઇન્ટ G થી ૩" દૂર એક પોઇન્ટ કરો. આ પોઇન્ટને પોઇન્ટ G થી ગોળાકારે લાઇન દોરી નીચે કિનારીપર એટલે લાઇન AB પર જોડી દો જુઓ ચીત્રમાં

લાઇન GR. આ જાસ્તી લીધેલો ભાગ તમને મટન સ્લીવ બાંયપર ચમતા કરવા કામ લાગશે. જો કપડાંને ત્રીકોણ કર્યા પછી ૩" જેટલું કપડું જાસ્તી ન મલી શકતું હોય તો કાંઈ નહિ, થોડું ઓછું હોય તો પણ ચાલશે. સાદો કાપ પીન કાઢી, કાઢી લેવો અને CHEGR લાઇન કાપી કાઢો. આ તમારી મટન સ્લીવ બાંયનો કાગજનો કાપ તૈયાર થયો.

## વચમાંથી ગેધર યા પ્લીટ વગેરે કરવા માટેની મટન સ્લીવ બાંયનો કાપ.

માપ :—બાંયનો કાપ.

સાદી બાંયનો કાપ HCKGE ડબલ વાળેલા ત્રીકોણ કરેલા બ્રાઉન પેપર પર મૂકો.

સાદી બાંયની ડબલ સાઇડ CK કાગજ પર એવી રીતે ગોઠવો કે જેથી પોઇન્ટ C, લાઇન AB થી ૨" ઉપર રહે. જ્યારે પોઇન્ટ K લાઇન AB થી ૩" ઉપર રહે. જો તમને પ્લીટ માટે જાસ્તી કપડું જોઇએ તો ઉપર પ્રમાણે C પોઇન્ટથી ૩" ઉપર અને K પોઇન્ટથી ૪" ઉપર સાદી બાંયનો કાપ કાગજ પર પીન કરો અને આજુબાજુ લાઇન દોરી પોઇન્ટ C થી એક સીધી આડી લાઇન દોરો જે ત્રીકોણ કાગજની કિનારીને મલે. જેમ મટન સ્લીવ બાંય માટે G આગળથી ગોળાકાર ચમતા માટે કપડું જાસ્તી લેવા કાપ દોર્યો હતો તે પ્રમાણે GMR દોરી લેવો. આ ગોળાકાર ૧½" થી ૩" સુધી લઈ શકો છો. એ માટે જુઓ પ્લેટ નં૦ ૧૩, ચીત્ર B.

## કાપ કાપવાની રીત.

પોઇન્ટ R થી શરૂ કરી પોઇન્ટો GEHC અને જો તમોને ગેધર અર્ધી બાંયમાજ કરવી હોય તો લાઇન AD ને C થી દોરેલી લાઇન મલે છે, તે લાઇનની પોઇન્ટ C થી એક સીધી આડી લાઇન CL અધવચ સુધી દોરો. (જુઓ ચીત્રમાં ડોટેડ લાઇન). જો CL અને C થી દોરેલી લાઇન જે AD લાઇનને મલે છે તે કાપશો તો આ કાપ પ્રમાણે તમો અર્ધી બાંયમાં ગેધર પ્લીટ વગેરે કરી શકશો. કારણ ACL નો કપાયલો ભાગ ઉપર ખેંચવાથી યાને સોસવન લેવાથી ગેધર વગેરે અર્ધી બાંયમાં બનશે.

પણ જો તમને આખ્ખી બાંયને ગેધર પ્લીટ વચમાંથી કરવાની હોય તો CL લાઇન ન કાપતાં, C થી દોરેલી લાઇન જે AD ને મલે છે ત્યાંથી શરૂ કરી સાદી બાંયની નીચેની લાઇન CK અને મટન સ્લીવ બાંયનો ગોળાકાર સુધી સીધું કાપવું. ઉપલો ભાગ અખંડ રહેશે અને નીચલા ભાગમાં પ્લીટ

વગેરે થઈ શકશે. (જુઓ ચીત્રમાં ડોટેડ લાઇન CKM). આ પ્રમાણે આખી ગેધર કરવા બાંયના કાપના બે ભાગ થશે. એક CKM નો ઉપરનો કાળો ભાગ અને બીજો ACKMR નો નીચેનો ભાગ.

જે પ્રમાણે આપણે પફની બાંયમાં કીધું હતું તેમ જો તમે મટન સ્લીવ બાંયના સાદા કાપને વચમાંથી આડી લાઇન દોરી કાપશો તો તમે એક બાંય ત્રણ ભાગે બનાવી શકશો. આ ત્રણમાંથી બે નાકેનાં એક સરખા આવશે. વચમાંનો એક ભાગ જે બન્યો છે તે ભાગને પણ જો વચમાંથી કાપશો તો હજું વધું ડીઝાઇનની બાંય બનાવી શકશો. આ માટે પાછી તમારી નજર પ્લેટ નં૦ ૧૨. ચીત્ર નં૦ ૭ થી ૧૨ માં દોડાવો. નં૦ ૭ ના ચીત્રમાં તમે અર્ધી પ્લીટ યા ગેધર કરવા માટે નો કાપ જોશો. નં૦ ૮ માં આખા વચમાંના ભાગની અંદર પ્લીટ યા ગેધર કરેલો કાપ જોશો. નવમાં ચીત્રની અંદર તમો મટન સ્લીવ બાંયનો ડબલ કીધેલા કાપનો આકાર જોશો. ચીત્રમાં જે તમે વચમાં લાઇનિ દોરેલી જુઓ છો તે પ્રમાણે જો તમે તમારા કાપ પર લાઇનિ દોરશો અને તેને કાપશો તો તમારા કાપના ત્રણ ભાગ થયલા માલમ પડશે. આ લાઇન સીધી ન દોરતા તમે જો કોઇ આકારવાળી દોરશો તો તમને વચમાંનો ભાગ તમારા મન પસંદ આકાર સાથનો કાપેલો જણાશે. એ માટે જુઓ પ્લેટ નં૦ ૧૨, ચીત્ર નં૦ ૧૦. ચીત્ર નં૦ ૧૧ માં સાદી મટન સ્લીવ બાંયને આડી રીબન, બ્રેડ, લેસ વગેરેની બે લાઇનો આપેલી જોશો. આ લાઇનોવાળી બાંય બનાવો તો જે બાજુએ આ લાઇનોના છેડા બ્લાઉઝ યા ફ્રોકનાં વસ્ત્ર પર મલતાં હોય ત્યાંથી જો આવીજ બે લાઇન વસ્ત્ર પર કરશો તો પોષાક ઘણો શોભીતો લાગશે. ચીત્ર નં૦ ૧૨ માં આખા પ્લીટ યા તકસો કીધેલી છે. એ માટે તમે પ્રથમ જો એક કપડાં પર પ્લીટ યા તકસ કરશો અને પછી કાગજનો કાપ મૂકી વેતરશો તો તમારૂં કામ સહેલુ થશે. મટન સ્લીવ બાંયને ઉંચી રાખવા બાંયની સીલાઈ કરતી વખતે બકરમનો ટુકડો બાંયની નીચે મૂકવામાં આવે છે. આ બકરમના ટેકાથી બાંય ઉપસેલી માલમ પડે છે. બકરમનો ટુકડો નીચે પ્રમાણે કાપવો.

એક ૫" લાંબો અને ૨½" પહોળો કાગજ લેવો. વચમાંથી લંબાઈએ ઘડી કરી બે નાકેના છેડા જરા ગોળકારે કાપવા. આ બકરમનો કાપ તૈયાર થયો. જો વધુ ઉભી રાખવી હોય તો ૫" લંબાઇને બદલે ૯" લાંબુ કાગજ લેવું. આ લાંબુ લીધેલું કાગજ તમને વચમાંથી ચમતા લઈ ૫" જેટલું બનાવવું પડશે. આ પ્રમાણે બકરમ પર પણ કરવું. બાંય બગલના ગાળા સાથ સીલાઇ કરતી વખતે બકરમને પણ સાથે લઇ સીલાઈ કરવી.

જે પ્રમાણે તમે પફની બાંયના ત્રણ ભાગ કરી જાત જાતની ફેશનો માટે જોઈ ગયા તેજ પ્રમાણે આ મટન સ્લીવ બાંયના કાપમાંથી પણ તમે સેંકડો ફેશનો ઉપજાવી શકશો. જો કે તમે થોડી વારમાં સંખ્યાબંધ ફેશનો કેમ ઉપજાવવી, તેના કાપો કેમ કાઢવા, એ સર્વ જાણી શકયા છો. હવે તમને બચ્ચાંની રમત જેવું લાગતું હશે. દરજીનું કામ કાંઇ મહાભારત નથી. સાદી અક્કલ, સફાઇ સુઘડાઇ સાથે અસ્તરી વાપરી જાણતા હોય તો પછી તમે અત્યારેજ એક કુશળ દરજી માફક કામ કરી શકશો. ખોટી ફકત તમારા ઉમંગનીજ છે.

હાથનાં નાચેનાં ગાળા માટે જાસ્તી કપડું જોઇતું હોય તો તે કેમ લેશો. ફેશન બુક જોતાં ઉપલો સવાલ તમને મુઝવણમાં નાંખશે. આ વિષય બહુ લંબાણથી ફ્રોકનાં પ્રકરણમા સમજાવવામાં આવ્યો છે, તે તપાસો. તમારી બાંયના ગાળાની લાઇન HC ને બતાવેલી રીત પ્રમાણે કાગજનો કાપ કાપશો તો તમને જેટલું જાસ્તી કપડું જોઇએ તેટલું તમે મેલવી શકશો.

## સાદી લાંબી બાંયનો કાપ.

કપડું ;—૩૦" પનાનું એક વાર.

માપ :—ટુંકી સાદી બાંયનો કાપ.

બાંયની લંબાઇ ૨૨", બાંયની કોણી સુધીની લંબાઈ ૧૨". બાંયની કોણી આગલનો ઘેરાવો ૭" (કોણીનો ઘેરાવો નહિ લીધો હોય તો ચલશે, કોણીના ઘેરાવાનું માપ બગલના ગાળા જેટલું લેવું).

બાંયની નીચેનો ગાળો ૧૨".

ડબલ ઘડી કરેલો બ્રાઉન પેપર લેવો. AB વાળેલી સાઇડ તમે પ્લેટ નં૦ ૧૩ ચીત્ર C માં જોશો. આ બ્રાઉન પેપર પર તમારી સાદી બાંયનો કાપ HCKGE મૂકો. સાદી બાંયની ઘડીવાળી લાઈન CK કાગજની ઘડીવાળી લાઇન પર જમણી બાજુએથી ૧" દૂર મૂકો. કાપને કાગજ સાથ પીન કરો. કાગજની ફરતે પેન્સીલે લાઇન દોરી બ્રાઉન પેપર પર કાપ ઉતારી લેવો. અને પાછા અંગ્રેજી અક્ષરો પણ લખો. પીન કાઢી કાપ ઉચકી લો. આપણે કોણી સુધીનું માપ ૧૨" લીધું છે તો પોઈન્ટ K થી ૧૨" ના માપની એક પોઈન્ટ કાગજની ઘડીની કિનારી પર યાને લાઇન AB પર પોઇન્ટ L થી માર્ક કરો. તેજ પ્રમાણે બાંયની લંબાઇનું માપ ૨૨" છે તે પણ પોઇન્ટ K થી લાઇન AB પર પોઇન્ટ R કરી માર્ક કરો. પોઇન્ટ L થી ઉભી લાઇન કોણીના ઘેરાવાંનું અર્ધું અથવા તો બગલના ઘેરાવાનાં માપ પ્રમાણેની એક

લાઇન દોરો. આ તમારી લાઇન ચીત્રમાં LM તરીકે માલમ પડશે. તેજ પ્રમાણે એક ઉભી લાઇન પોઇન્ટ R થી બાંયની નીચેના ગાળાનાં અર્ધા માપની એક લાઇન ૬" ની RJ દોરો. પોઇન્ટો EMJ લાઇન દોરી જોડી દો. પોઇન્ટ M થી ૧½" નીચે એક પોઇન્ટ X કરો. પોઇન્ટ J ની અંદર ½" પર પોઇન્ટ P માર્ક કરો. હવે પોઇન્ટો P, X અને E, પોઇન્ટ X આગળ ગોળાકાર આપી લાઇન દોરી જોડી દો. પોઇન્ટ R ની બહાર ½" પર પોઇન્ટ S માર્ક કરો. P અને S લાઇન દોરી જોડી દો. હવે KCLRSPXEG તમારી સાદી લાંબી બાંયનો કાપ થયો. આ ઉપલા અક્ષરો કાપી નાંખશો તો તમારી બાંયનો કાપ તૈયાર થશે.

આ લાંબી બાંયનો જે કાપ કાઢ્યો છે તેનો સાંધો બગલનાં સાંધા સાથે જોડાશે. પણ જો તમને બગલમાં સાંધો ન જોઇએ અને બગલથી ખસતો જોઇએ, તો કાપના ઉપલા ભાગમાં પ્લેટ નં૦ ૧૩, ચીત્ર C પ્રમાણે લાઇન KGE ની ૧½" નીચે એક ગોળાકાર લાઇન દોરો. જુઓ ચીત્રમાં ગોળાકાર ડોટેડ લાઇન. આ દોરેલી લાઇન પ્રમાણે બન્ને કાપના પડ કાપશો નહિ, પણ ઉપરનુંજ પડ કાપશો તો સાંધો જરા ખીસતો બેસાડી શકશો.

## દોઢ કાપની બાંય.

જે પ્રમાણે સાદી બાંયનો કાપ કાઢ્યો તેજ પ્રમાણે કાઢવો. સાદી બાંયને એકજ સાંધો હોય છે, પણ આ બાંય માટે આપણને અર્ધો સાંધો ઉપજાવવો પડશે, માટે સાદી બાંયમાં નીચલો સુધારો કરવો. સાદી લાંબી બાંયની લંબાઇની પોઇન્ટ K થી પોઇન્ટ R બાંયની લંબાઇ બતાવે છે. (જુઓ પ્લેટ નં૦ ૧૪, ચીત્ર A). બાંયની નીચેનો ગાળો આપણે પોઇન્ટ R થી માપ્યો હતો. પણ દોઢ કાપની બાંય વેતરતાં પોઇન્ટ R થી ૧½" ઉપર પોઇન્ટ T માર્ક કરવી. T અને L જોડી દેવી. આ TL દોરવાથી અર્ધો સાંધો વધશે જે પ્રમાણે સાદી બાંયનો નીચેનો ગાળો દોર્યો હતો તે પ્રમાણે દોરી લેવો. નીચેનો ગાળો જે આપણે લાંબી બાંયમાં પોઇન્ટ R થી દોર્યો હતો, તો હવે પોઇન્ટ R ને બદલે પોઇન્ટ T થી સર્વે માપ લઈ ગાળો દોરી કાપ કાઢવો. આ કાપ ULCKGEXP કાપવાથી તૈયાર થશે. જુઓ પ્લેટ નં૦ ૧૪, ચીત્ર A.

દોઢ કાપની બાંય અથવા મટન સ્લીવ બાંયનાં નીચેના ગાળાપર પ્લીટ, ગેધર, ટકસ વગેરે કરવાનો ઇરાદો હોય તો બાંયની નીચેના ગાળાને બદલે નીચે પણ બગલના ગાળાનું માપ લેવું. એમ કરવાથી નીચેનો ગાળો મોટો થશે અને તે પર તમે ગેધર વગેરે કરી શકશો.




પ્લેટ નં૦ ૧૪.

## લાંબી મટન સ્લીવ બાંય.

કપડું :—૩૦" પનાનું ૧ થી ૧½ વાર.

માપ :— સાદી લાંબી બાંયનો કાપ.

એક ડબલ વાળેલો બ્રાઉન પેપર લો તે પર સાદી લાંબી બાંયનો કાપ પીન કરી ગોઠવો. આ કાપ એવી રીતે ગોઠવજો કે જેથી સાદી બાંયની પોઈન્ટ S લાઇન AB ને લાગે અને K પોઇન્ટ જેમ ટુંકી મટન સ્લીવ બાંયમાં કીધું તેમ લાઇન AB થી ૨" ઉપર રહે. પોઇન્ટ G થી ગોળાકારની લાઇન જેમ દોરેલી તેમ દોરી લેજો. આ તમારો લાંબી મટન સ્લીવ બાંયનો કાપ તૈયાર થયો. જુઓ પ્લેટ નં૦ ૧૪, ચીત્ર B.

જો કપડાંની ત્રીકોણ ઘડી કરીને પણ કાપ સમાતો ન હોય તો કપડાં પર આડો કાપ મૂકી કાપશો. આ બાંયમાં જરા કપડું જાસ્તીજ જોઇશે કારણ કાપ વેતાર્યા પછી કાપલા ઘણા નીકળશે.

## ચોરસ હેન્ડકરચીફ બાંય.

કપડું :—૩૦" પનાનું ½ વાર.

માપ :—બગલનાં ગાળાનું માપ ૬" બાંયના નીચેના ગાળાનું માપ ૮".

બગલના આખા ગાળાનું જે માપ હોય તે કરતાં ૧" યા ૨" ઓછા માપનું એક ચોરસ કાગળ લ્યો. બગલનો ગાળો ૧૨" છે તો ૧૦" ચોરસ કાગળ થશે. આ કાગજની વચમાંથી એક સરખી બે વાર ઘડી કરો, એટલે ૫" × ૫" ની ઘડી બનશે. એની વચમાંથી આડકત્રે પાછી ઘડી કરો એટલે આઠ ઘડી થશે. આ આંઠ ઘડી પ્લેટ નં૦ ૧૪, ચીત્ર C જેવી લાગશે. આ ત્રીકોણાકારની એક પોઈન્ટ ચીત્રમાં જ્યાં A છે તે પોઇન્ટ કે જ્યાં બધા ઘડી કીધેલા ભાગો મલે છે તે પોઈન્ટ A થી ૧" દૂર બે સાઈડ પર D અને E પોઇન્ટો માર્ક કરો. આ ૧" નીચેના ગાળા માટે છે. આપણો નીચેનો ગાળો ૮" અને ઘડી પણ ૮ છે, એટલે દર ઘડી દીઠ ૧" થશે જો ગાળો ૧૨" નો હોય તો ૮ ભાગ કરતાં આ માપ ૧½" નું થશે. આ નીચેના ગાળાને મસીન કોર્ડીંગ, કોર્ડ પાઈપીંગ, લેસ, વગેરે ટાંકશો તો શોભા આપશે. આ ૪ ખુણામાના ૨ ખુણાં બગલની અંદર ટાંકજો. જે બે ખુણાં છુટાં રહેશે તે ખભાં પર છુટાં છુટાં ટાંકવાં. આ બે ખુણાની કિનારીને પણ કોર્ડીંગ, બાડીંગ, વિગેરે કરાવશો યા ત્રીમીંગ, લેસ, વગેરે ટાંકશો તો ઓર શોભા વધશે અથવા આ બે ખુણાંને એમબ્રોયડરી યા બીજા રંગની એપ્લીકીની ડીઝાઈન કરશો તો ફેશન અને શોભા વધશે.

## ત્રીકોણુ બાંય.

માપ :—૩૦" પનાનું ૩/૪ વાર.

ચોરસ હેન્ડકરચીફ પ્રમાણેજ કરવું પણ પ્લેટ નં૦ ૧૪, ચીત્ર D પ્રમાણે એક ખુણો કાપી નાંખવો આ આખો ગોળાકાર બગલના ગાળામાં ટાંકી નાખવો. આ પ્રમાણે ખભાં પર એકજ ખુણો આવશે.

## ફોલ્ડસની બાંય.

કપડું :—૩૦" પનાનું ૨ ફુટ.

કોઇ પણુ બાંયના કાપ પર ફોલ્ડસ લેવા હોય તો જે પ્રમાણુ ફોલ્ડસનું બ્લાઉઝ બનાવ્યું તે પ્રમાણે અસ્તરના કપડાં પર અથવા અસ્તરને બદલે બ્રાઉન પેપરના કાપ પર ફોલ્ડસ યા પ્લીટ ગોઠવવી. આપણે બ્લાઉઝની અંદર વી શેપના માપ ની લાઇન કાપી હતી, પણુ બાંય માટે ફક્ત ૩" લાંબી કાપવી. આ ૩" બાંયના કાપ પર વચમાંથી ખભાં આગળ ફાંક મારી ચીટકાવ્યા પછી આ લાઇનના બેઉ છેડે ચમતા લઇ બ્લાઉઝમાં ફોલ્ડસ બનાવ્યા તે પ્રમાણે ફાંક મારવી. કાપની બહાર વધેલું કપડું કાપી નાંખી બગલના ગાળા સાથે બાંયની સીલાઇ કરવી.

## બાંયના કાપો પરથી કપડું વેતરવા વિષે.

બધી જાતનાં બાંયના કાપો તમે કાઢયા તે બધાની લંબાઇવાળા ભાગો ડબલ ઘડી કરેલા હોવાથી તે પર કોઇ પણુ જાતની સીલાઈ થઈ શકતી નથી માટે લંબાઈવાળા ભાગ સારૂં જાસ્તી કપડું સીલાઇ માટે લેવું નહિ. જો ત્રણુ કાપ કાપી બાંયો વેતરવી હોય તો સીલાઇ માટે પણુ વધુ જગ્યા રાખવી પડશે. તમોને ગુચવણુ ન પડે તે સારૂ પ્લેટ નં ૧૫ માં જુદી જુદી જાતની બાંયના કાપો પાસે સીલાઇ કરવાની જગા ડોટેડ લાઈન્સથી બતાવી છે. એ તમને ઝટ સમજ પડી જશે.

## સાદી બાંયની સીલાઇ વિષે.

સાદી બાંયને કાપ વેતર્યા પછી નીચે પ્રમાણે સીલાઇ કરવી.

બાંયનો નીચેનો ગાળો મસીન, કોર્ડીંગ, પાઇપીંગ, યા ઉથલાવેલી પટી આપી તૈયાર કરવો. વચમાંના સાંધાને ફ્રેન્ચ સીમ કરવાં અને તરત અસ્તરી મારીને બાંયના ખોખાંને બગલના ગાળા સાથ ફાંક મારવી. જો ગાળો બરાબર બેઠો હોય તો ફ્રેન્ચ સીમથી સાંધો બનાવી દેવો. બાંયનો વચમાંનો ગાળો બગલના સાંધા સાથે રાખવો. જો ઉપરથી બાંયનો કાપ કાઢયો હોય તો તે વેળાએ સાંધો બે આંગળ વચમાના સાંધાથી ખીસતોજ મૂકવો.

## પફ યા મટન સ્લીવ બાંયની સીલાઇ.

સાદી બાંય માફક પહેલાં નીચેની બાંયનો ગાળો લેવો. આ ભાગ ગેધર વગેરે કરવા મોટો લીધો છે તો તે પર ગેધર પ્લીટ વગરે ફ્રાંક મારી ગોઠવવી અને બાંયના ગાળા જેટલો કરવો. જો ખભા આગળ ચમતા, ગેધર વગેરે કરવા જાસ્તી જગા રાખી હોય તો તે પણ બરાબર ગોઠવી બગલના ગાળા જેટલા માપનું બનાવવું. જો કોઇ વેળા નીચેના ગાળાને લાસ્ટીક કરવી હોય તો તે પહેલાં ઉલટે પડે એક પટલાં કપડાનો લેફો કરવો, અને બાંય તૈયાર થઇ પછી તેમાં લાસ્ટીક પોવી.

મટન સ્લીવ બાંયના ખભા પર ચમતા લીધેલા હોય છે તો તે માટે બગલના ગાળાના નીચેના ભાગથી એક અને ફ્રન્ટની બેઉ સાઇડોએ ફ્રાંક મારતા ઉપર જવું. ખભાંથી ૨" નીચે, આગળ અને પાછલ, ફ્રન્ટ અને બેકમાં ફ્રાંકને ટાંકો મારી બંધ કરવી. હવે બાંયતું જાસ્તી વધેલું કપડું ખભા આગળ તમને ફ્રાંક માર્યા વગરતું રહેલું જણાશે. આ જાસ્તી વધેલાં કપડાંને બરાબર એક સરખા ચમતા લઇ ખભાંના માપ જેટલું કરી દેવું. પછી બગલના ગાળાને ફ્રાંક મારવા રહી ગયેલા ભાગ સાથ ફ્રાંક મારી દેવી. આ ચમતા માટે એક ચીજ ધ્યાન રાખવી કે પહેલાં બરાબર ખભાનો ચમતો કરવો અને પછી બેઉ બાજુના ચમતા ગોઠવવા. જો હનીકોમ, ગેધર વગેરે કરવું હોય તો તે પણ બરાબર વચ્ચે લેવા તકેદારી રાખવી. બરાબર ગોઠવાયા પછી ફ્રેન્ચ સીમનો સાંધો કરવો. જો કોઇ વેળા બાંયોને વચમાં જાત જાતના આકારો આપવા હોય, બીજા કપડાંની એપ્લીકી, એમબ્રોયડરી, યા લેસપીસ, નેટ વગેરે ટાંકવી હોય તો તે પહેલાથીજ કરી લેવું અને પછીજ બાંયની બીજી સીલાઇઓ કરવી.

આ બાંયનો વિષય તમને લગાર વધુ પસંદ પડયો હશે, કારણ ફેશન બનાવવા માટેનો આ પહેલો પાઠ છે. તમે બાંયોની ફેશનો બરાબર ગોઠવી સીલાઇ કરશો તો તમે બાનુઓનાં પોશાક બહુ શોભાયમાન બનાવી શકશો. તમે બાંયના પ્રકરણમાં અનેક જાતની બાંયો કેમ બનાવવી, તેની ફેશનો કેમ કરવી તે જાણ્યું છે. ફેશન બનાવવાનો મૂળ પાયો આ બાંયના પ્રકરણ પરથી પકડી શકો છો. હવે જેમ બે ને બે ચાર થાય તેમ તમે પણ એક ફેશનને બીજી સાથ મેળવી ફેશનમાં વધારો કરી શકશો. જેમ તમે કસ્તર કરો છો, તેમાં જે માલ મસાલો લાગે છે, તેજ મસાલો તમો આઇસક્રીમમાં પણ વાપરો છો. જ્યારે આ બેનો ટેસ્ટ ખાવામાં જુદો છે કારણ એક ગરમ કરેલો માલ છે અને બીજો ઠંડો છે. બાકી અંદરના માલમસાલાની જાત એકજ છે. તેવીજ રીતે ફેશનની મૂળ જાત એકજ છે. પણ જો તમો ફેશન ગોઠવવાની કળાની સાથે તમારી અક્કલનો

ગરમ યા ઠંડો મસાલો નાંખશો તો તે પ્રમાણે તમો ફેશન આકર્ષિત યા બેડોળ બનાવી શકશો. હંમેશ તમારી આંખ ખુલ્લી રાખશો અને જતાં આવતાંના પોશાક નીહાળવાની ટેવ રાખશો, તો તમે ઝાઝી અક્કલ વાપરી ન શકતા હો તો પણ તમે કોપી કરવાની રીતથી તમે તમારા ઘરાકનાં કપડાં ફેશનેબલ બનાવી શકશો, અને તમને ફેશનબુકની જરૂર રહેશે નહિ. ધીરજ ધરો, "રોમ" શહેર એક દિવસમાં કાંય બંધાયુ હતું નહિ. ધીરજ ખંત અને ખુદા પર ભરોસો રાખશો તો તે પાક પરવરદેગારની મહેરથી તમારો દહાડો સુધારી શકશો. હવે આપણે કોલરો કેમ વેતરવા, કોલરના કાપો કેમ કાઢવા તે માટે થોડુંક જાણવાને યત્ન કરશું

આપણે બાંયો જાત જાતની વેતરી અને સીલાઈ કરી શકયા છીએ, તે ઉપરાંત ફેશનો પણ ઉપજાવી શક્યા છીએ તો આપણે કોલરનો વિષય શરૂ કરવા અગાઉ આપણે ટુંકમાં ફેશન પ્લેટ નં૦ ૫, ૬, ૭, ૮, ૯ જેમાં જાત જાતની બાંયોની ફેશન આપી છે તે પર આપણી નજર ફેંકી ફેશનો કેમ કરવી તે તપાસીએ.

## બાંયની ફેશનો.

ફેશન પ્લેટ નં૦ ૫, ૬, ૭, ૮, ૯ માં તમો બાંયની ફેશનોની ડીઝાઇનો જોશો. આ પ્લેટોમાં ૫૮ ટુંકી બાંયની ફેશનો છે જ્યારે લાંબી બાંયની ૨૫ ફેશનો છે. સાદી કફ અને મટન સ્લીવ બાંયનાં સાદા કાપ પરથી તમે જાત જાતની ફેશનો કેમ બનાવવી તે જાણી ગયા છો. એટલે આ ફેશનો પ્રમાણે બાંયો વેતરતા તમને મુશકેલી નડશે નહીં. દરેક વખત ફેશનના ચીત્ર પરથી ફેશન ઉતારવી હોય તો પ્રથમ કાગજ પરજ ઉતારવી. કાગજ કપાયને બગડશે તે ચાલશે. આ બાંયના ફેશનના ચીત્રોમાં બાંયના કફો અથવા બાંયની નીચેના ગાળા આગળની ફેશનો, ચીત્ર નં૦ ૧૦૧, ૧૦૩, ૧૦૪, ૧૦૫, ૧૦૭, ૧૧૦, ૧૧૧, ૧૧૨, ૧૧૪, ૧૧૫, ૧૧૮, ૧૨૧, ૧૨૩, ૧૨૪, ૧૨૫, ૧૩૦, ૧૩૧, ૧૩૨, ૧૩૪, ૧૩૫, ૧૩૭, ૧૪૦, ૧૪૨, ૧૪૪, ૧૪૫, ૧૪૭, ૧૫૨, ૧૫૪. ૧૫૫, ૧૫૬, ૧૫૭, ૧૬૨, ૧૬૩, ૧૬૫. ૧૬૬, ૧૬૮, ૧૭૧, ૧૭૩, ૧૭૫, ૧૭૬. ૧૭૯, ૧૮૦, ૧૮૨, ૧૮૩, ૧૮૪ માં, જુદી જુદી છે. એ પ્રમાણેની મનગમતી ફેશનો તમે તમારી બાંય પર કાપ વેતરી કરશો તો ફેશનનો રૂબાબ વધશે અને સીલાઈ કરેલું કપડું સુંદર લાગશે. બાંયના કફો અથવા બાંયના ગાળાને ફ્રીલ, ટ્રીમીંગ વગેરે જે લગાડો, તો તે બ્લાઉઝના રંગ કરતાં બીજો રંગ હશે, તો તે વધારે આકર્ષિત લાગશે. ફેશન નં૦ ૧૦૧ જો કે મટન સ્લીવ બાંય છે, પણ તેને વચમાંથી કાપી જુદા રંગની પટી આપ્યા




ફેશન પ્લેટ નં૦ ૫.

પછી બનાવી છે. જો જુદા રંગની પટી ન હોય, તો રંગીન બ્રેડ અથવા કોર્ડીંગ, બીડીંગ કરાવશો તો પણ સુંદર લાગશે. અથવા એ ભાગોની કિનારીઓ પર પહેલાં બારીક એમબ્રોયડરી અથવા મશીનનું આરી કામ કરશો, તો પણ ચાલશે. ચીત્ર નં૦ ૧૦૨ માં બાયના ગાળા જેટલું લાંબુ કપડું અને પહોળાઈમાં



ફેશન પ્લેટ નં૦ ૬.

જેટલી બાંય નીચે જોઇએ તે માપ લઇ સીલાઈ કરવી. નીચેની કોરે લેસ, બીડીંગ વગેરે કરશો તો ઓર ભપકો વધશે. જ્યારે ચીત્ર ૧૦૬ મા બાંયનાં ગાળા જેટલું કપડું લઇ ખભાં પર ચમતા લઇ સીલાઈ કરવી. જો તમે ચમતા




ફેશન પ્લેટ નં૦ ૭.

લેશો તો બાંયના ગાળાનું કપડું ટુંકું બનશે અને તેથી આપોઆપ બાંયનો બગલની નીચેનો ગાળો ઉઘાડાં રહેશે. આ ઉઘાડા ભાગને ઉથલાવેલી પટીએ તૈયાર કરવો.




ફેશન પ્લેટ ન૦ ૮.




ફેશન પ્લેટ નં૦ ૯.

ચીત્ર નં૦ ૧૦૯, જો કે ચીત્ર નં૦ ૧૦૬ પ્રમાણેજ છે પણ અહીં કપડાંનાં ત્રણ કાપો કાઢેલા છે જેની લંબાઇ એકસરખી, પણ પહોળાઇ પહેલા ભાગ કરતાં ૨" વધુ પહોળી, જ્યારે ત્રીજો ટુકડો પહેલા ભાગ કરતાં ૪" પહોળો લેવો. જો કપડું જાસ્તી ન હોય તો બહારથી દેખાડવા જે કપડું હોય તે લેવું અને અંદર પડતા કપડાં માટે અસ્તર અથવા એવું હલકું કપડું વાપરવું. ૧૧૩ મું ચીત્ર પફની બાંય છે. ચીત્ર નં૦ ૧૧૭, અને ૧૧૮ મટન સ્લીવ બાંય છે, પણ આ બાંયને બહાર પડતા ભાગને ઉપરથી નીચે સુધી બરાબર વચમાં ઓરગેન્ડીની ફ્રીલ આપી છે. ચીત્ર નં૦ ૧૧૯ માં સાદી બાંય બતાવી છે, પણ તેમાં બે રંગીન રીબનની લાઇન આપી છે. નં૦ ૧૨૦ માં પફની બાંય છે, પણ બાંયની નીચેના ગાળા ઉપર ત્રીકોણ કરેલા કાપને પફની સીલાઈ કરેલી છે. નં૦ ૧૨૨ માં બાંયની નીચેનો ગાળો પ્રથમથીજ પહોળો કાપવો અને પછી ૨" ઉપર કપડાંને ફાંક મારી કપડાંને સોસવન આપી બાંયના ગાળા જેટલી બનાવવી, કોઈ ઉપરથી રીબનની પટી આપી અથવા બાંયની નીચેથી એટલે ઉલટે પડે સફેદ ટેપ ટાંકી વચમાંથી જરા કાપી અંદર લાસ્ટીક મૂકે છે. નં૦ ૧૨૬ માં સાદી બાંય છે પણ નીચેથી ત્રીકોણ ટ્રીમીંગ સીવેલી છે. નં૦ ૧૨૭, ૧૨૮ માં બાંયના ગાળાને ઉથલાવેલી પટી આપી ગાળો તૈયાર કરવો. કપડાંની એક લાંબી ફ્રીલ તૈયાર કરી હાથની હીલણચાલનું માપ લઈ તે પ્રમાણે જુલતી ફ્રીલ ટાંકવી. જ્યારે ચીત્ર નં૦ ૧૨૯ માં બાંયના ગાળાને પટી આપી ગાળો તૈયાર કરવો અને શરીરના ફરતા ગોળ માપની જેમાં હાથના હલનચલનો પણ સમાવેશ થાય, તે પ્રમાણેનું લુઝ અથવા ઢીલું માપ લઈ, ચમતા અથવા ફ્રીલ કરેલા કપડાંને વસ્ત્ર સાથે સીલાઇ કરવી. નં૦ ૧૩૩ પણ ઉપર પ્રમાણેજ છે, પણ આ ચીત્રમાં ગોળ ફરતે કપડાંની નીચે ફ્રીલ, લેસ, ટ્રીમીંગ વગેરે આપીને વધારે ફેશનેબલ બનાવ્યું છે. નં૦ ૧૩૬ અને ૧૩૮ માટે જુઓ નં૦ ૧૨૨. વચમાંથી ગેધરવાળી મટન સ્લીવ બાંયનું ચીત્ર નં૦ ૧૩૯ માં બતાવેલું છે. નં૦ ૧૪૧ માં નીચેથી ગેધર કરી કોર્ડીંગની લાઇનો કરેલી છે. એ માટે નં૦ ૧૪૩ માં ખભાં આગલ હનીકોમ કરેલું છે. પ્રથમથીજ ખભાં આગળ જાસ્તી કપડું લેવું અને હની કોમ પણ બાંયનો સાંધો કરવા પહેલા તૈયાર કરવું. નં૦ ૧૪૬ માં મટન સ્લીવ બાંયને બીજા રંગના કપડાંની પ્લીટ કરેલી હોય છે, જો પ્લીટ ન કરવી હોય તો રંગીન યા પટાવાલા કપડાંને ચીત્રમાં બતાવેલા પ્રમાણે ટાંકવું. નં૦ ૧૪૮ માં બે લાઇનો ગેધરની કરેલી છે. જ્યારે નં૦ ૧૪૯ માં ફકત એમબ્રોયડરી કરેલી છે. નં૦ ૧૫૦ માં મટન સ્લીવ બાંયને નીચેથી ઉભા કાપી સીલાઇ કરી ફેશનના ટાંકાથી શોભાવી છે. નં૦ ૧૫૧ માં નીચેના બાંયના ગાળાને બહારની બાજુએ

વચમાંથી થોડી ફ્રાંક મારી ફ્રાંક ખેંચી છે. જો તમો ફ્રાંક ખેંચશો તો ચીત્રમાં બતાવ્યા પ્રમાણે ત્રિકોણુ ગાળો પડશે. આવા ત્રિકોણુ ભાગ પર જો તમે ફુલ યા બૉ તાંકશો તો ઔર શોભા વધારશો. ચીત્ર નં૦ ૧૫૩ માં પાતરાં જેવા આકારના કપડાંનાં થોડા ટુકડાઓ જેની કિનારીએ પહેલાં બીડીંગ કરવી અને આ ટુકાડાઓને ખભાંના ગાળા પર એક પર એક મૂકી સીલાઈ કરવી. નં૦ ૧૫૮ પણુ ૧૫૩ પ્રમાનેજ છે. આ ચીત્રમાં ખભા આગળ કોર્ડીંગની ગોળ લાઈનો કરવામાં આવી છે. નં૦ ૧૫૯ માં ખભાંના સાંધાની બાજુમાં એમબ્રોયડરી કરી દીધેલું છે. નં૦ ૧૬૦ માટે જુઓ નં૦ ૧૫૧, અને જે પ્રમાણે નીચેથી ફ્રાંક મારી બાંય ખેંચી હતી તેજ પ્રમાણે આ વેળા ત્રણુ ફ્રાંકની લાઈન બનાવી ખેંચવી. નં૦ ૧૬૧, નં૦ ૧૨૨ પ્રમાણે કરવાની છે. નં૦ ૧૬૪ સાદી બાંય છે પણુ નીચેનો ગાળોં મોટો રાખવો. નં૦ ૧૬૭ માં બાંયની નીચેનાં ગાળાને આરકાં કરવામાં આવ્યાં છે. નં૦ ૧૬૯ માં નીચેથી ત્રિકોણુ ભાગ કાપી બાંયની નીચેનો ગાળો કાપી ખુલ્લો કરેલો છે. નં૦ ૧૭૦, ૧૭૨, ૧૭૬, ૧૭૭, ૧૭૮, ૧૭૯ એ બધી સાદી બાંય છે, પણુ બટન અને એમ્બ્રોયડરી કરી ફેશન વધારી છે, જ્યારે નં૦ ૧૮૧ માં બાંયના નીચેના ગાળાને ફ્રીલ આપી ફ્રીલના ઉપરના ભાગને ગેધર યા હનીકોમ કરવામાં આવી છે.

હવે આપણે કોલરો કેમ વેતરવા, કોલરના કાપો કેમ કાઢવા તે જાણીશું.

# કોલર.

## વી શેપ કોલરોના કાપ કાઢવા વિષે.

આપણે જ્યારે બ્લાઉઝનો કાપ કાઢયો ત્યારે કાગજનો કાપ તૈયાર કરતી વેળા આપણે ગળાંનું માપ ૩" લીધું હતું. વી શેપનું માપ ૬" હતું, એટલે બધું મલી ૬" + ૩" = ૯" થશે. આ ૯" તે આખા કોલરનું અર્ધું માપ થયું.

## માપ પરથી કોલર વેતરવા વિષે.

કોલરની પહોળાઇ દરેકની મરજી પર હોય છે. પણુ ૨½ થી ૩" પહોળો કોલર સર્વેની પસંદગી પામે છે. અને દરેક ડ્રેસને આટલો પહોળો કોલર બંધબેસતો થઇ પડશે. એ માટ ૩" પહોળી કાગજની પટી લેવો. લંબાઈમાં તમારા કોલરના માપથી ૧½" જાસ્તી લેજો, એટલે તમારા કાગજનો કાપ ૧૦½" લાંબો અને ૩" પહોળો થશે. પ્લેટ નં૦ ૧૬, ચીત્ર AI માં AB કોલરની પહોળાઈ અને AC કોલરની લંબાઇ. પોઈન્ટ B થી કાગજની કીનારીએ

ગળાના માપની (૯") ની પોઈન્ટ D માર્ક કરો. નાકેના બે છેડાને E ને F માર્ક કરો. હવે CDEF ૧½" નો ગાળો કોલરની છેડે આકાર આપવા માટે રહેશે. આ કોલરને છેડે આકાર આપવા માટે તમે ૧" થી ૧½" કપડું જાસ્તી લઈ શકો છો. આપણે કોલરોને જાત જાતનાં આકારો આપવા માટે તપાસીએ. જુઓ **પ્લેટ નં૦ ૧૬, ચીત્ર** A-૧. આ ચીત્ર પ્રમાણે પોઇન્ટ D થી ૧½" અંદર G પોઈન્ટ કરો અને CG જોડો. આ એક પહેલો આકાર થયો. ચીત્ર નં૦ A-૨ તેજ પ્રમાણે પોઈન્ટ D થી ૧૧/૨" બહાર F પોઈન્ટ સાથે જોડી દેવાથી બીજો આકાર બનશે. ચીત્ર A-૩ માં પોઇન્ટ D થી ૩" અંદર પોઇન્ટ G કરી કોલરની પહોળાઈના અર્ધા ભાગે પોઇન્ટ H કરી પોઈન્ટો HG અને HC મેલવો. આ પ્રમાણે કર્યાથી ત્રીજો આકાર થશે. ચીત્ર A૪ માં સાડો ગોળ આકાર બતાવ્યો છે. ગોળાકાર વાળા કોલર કરતી વખતે પહોળાઇમાં ½" થી ૧" જાસ્તી પહોળું કાપડ લેવું. A-૫ માં એક Scalop જ્યારે A-૭ માં ઉપલાજ Scalop ને બહારથી લઈ ગોલાકાર કીધો છે. નં૦ A-૮ માં અંદરથી નં૦ A-૧ પ્રમાણે આકાર આપી નીચે Scalop અથવા આરકાં કીધાં છે. જ્યારે / -૬ માં બહારથી A-૨ પ્રમાણે સીધો આકાર આપી આરકાં કીધાં છે.

આ ઉપર દર્શાવેલા આકારોને તમારી મનપસંદ રીતે ગોઠવી તે પર ગોળ આરકાંને બદલે ત્રિકોણ ખુણાવાંળા આરકાંથી અનેક ફેશનો બનાવી શકશો. કોલરોની કિનારીએ તમે જો લેસ, બેડ, ટ્રીમીંગ, પાઇપીંગ, જુદા રંગની કોર્ડીંગ, વગેરે આપશો તો પણ ફેશનમાં વધારો થશે. એજ કોલરોની કિનારીએ જો તમે રંગીન કપડાની પહોલી પટીઓ આપશો તો કોલરોની શોભા વધારી શકશો. જો એમ્બ્રોયડરી કરશો તો કોલર બહુ આકર્ષિત બનશે. કોલરની ફેશનો શોધવા જવું પડશે નહિ, કારણ સેંકડો ડીઝાઇનો તમો ઉપલા પ્રમાણે ઉપજાવી શકશો.

## બ્લાઉઝના કાપ પરથી કોલરો વેતરવા વિષે.

તમારી નજર પ્લેટ નં૦ ૧૭, ચીત્ર B પર દોડાવો. આ ચીત્રમાં તમે ફ્રન્ટ અને એક બ્લાઉઝના કાપો ખભાની બેઉ લાઇનો સાથે કરી ગોઠવેલાં જોશો. આ પ્રમાણે ગોઠવવાથી તમે તમારા કોલરનું અર્ધું માપ મેલવી શકશો. આ ગાળો અંગ્રેજી ૭ ના આંકડાને મલતો આવશે. ત્યારે ચીત્ર પ્રમાણે ABC અર્ધા કોલરનો ઘેરાવો છે. એક ફાલતું કાગજ પર ચીત્રમાં બતાવ્યા પ્રમાણે ફ્રન્ટ અને એક કાપ ગોઠવો, અને તે કાગજ સાથે ટાંચનીથી ચીટકાવી દો. આ ગળાનાં ગાળાને ABC ના અક્ષરો આપો. આ નીચેનું ફાલતું કાગજ,



















પ્લેટ નં૦ ૨૭.

ગાળા કરતાં ૩"—૪" પહોળુ' લેજો. આ ફૂલતા કાગજ પર ABC નો ગાળો દોરો. ફ્રન્ટ અને એક કાપ ઉંચકી લઇ ચીત્રમાં બતાવ્યા પ્રમાણે આ દોરાયલા ગાળાની ફરતે જેટલો પહોલો કોલર જોઇતો હોય, તેટલી લાઇન ERD ફરતે દોરો. જુઓ ચીત્રમાં ERD ડોટેડ લાઇન. જો તમે આખો કોલર વેતરવાના હો તો ધ્યાન રાખજો કે પોઇન્ટો C અને D કપડાની ઘડીની કીનારીએ મુકજો. પ્લેટ નં૦ ૧૭ ચીત્ર B-1-2-3-4 મા કોલરના છેડાના આકારો બતાવ્યા છે. આ આકારો પોઇન્ટો EA આગળ દોરવા. પ્લેટ નં૦ ૧૭ માં કોલરની બે ડીઝાઇનો વધુ બતાવી છે.

ABC નો ગાળો કાપો. ત્યાર બાદ ERD કોલરના છેડા સાથનો આકાર કાપી કાઢો. જુઓ પ્લેટ નં૦ ૧૭ ચીત્રો B1, B2, B3, B4.

## કોલરના કાપ પરથી કપડુ' વેતરવા વિષે.

કોલરના કાપ પરથી કપડુ' વેતરવા માટે પ્લેટ નં૦ ૧૭ ના ચીત્રો પર નજર કરો. આ ચીત્રોમાં બતાવ્યા પ્રમાણે કોલરના જે કાપ કાઢ્યા છે તે કાપની C અને D પોઇન્ટો કપડાની ઘડીની કિનારી પર મુકશો અને કપડુ' વેતરશો, તો એક પરનો કોલર કપાયલો જણાશે. જો કોલર ડબલ કરવો હોય, તો બે કાપ કાપજો, યા તો ડબલ કપડાંની ઘડી કરી કાપજો. પ્લેટ નં૦ ૧૬ પ્રમાણે માપ પરથી વેતરેલા કોલરની AC સાઇડ બ્લાઉઝ યા ફ્રોકના ગળાનાં ગાળાની સીલાઇમાં જશે. જ્યારે BG અથવા BF નીચે લટકશે. જો એકજ પડનો કોલર હોય તો કોર્ડીંગ, બીડીંગ પાઇપીંગ વગેરે કરવી અને AC ને ગળાના ગાળા સાથ સીલાઇ કરવી. જો ડબલ પડનો કોલર હોય તો પહેલાં CG યા CF ને BG યા BF ને ઉલટે પડે સીવી કોલરના બેઉ છેડાના ખુણા કાઢવા. ખુણા કાઢયા પછી ⅛" દૂર મસીનની સીલાઇ ચત્તે પડે કરવી. આવીજ રીત બ્લાઉઝના ગાળા પરથી વેતરેલા કોલરને પણ લાગુ પડશે. ખુણા બરાબર કાઢવા.

ડબલ પડના કોલરની સીલાઇ કર્યા વગરની કોલરની બે કિનારીઓ બ્લાઉઝના ગળાના ગાળા પર મૂકો. જે પડ બહારથી પડતુ હોય તે કપડાના પડને બ્લાઉઝના કપડા સાથે પહેલાં ફાંક મારીને મસીન સીલાઇ કરવી. અંદરના બીજા પડને ઓટણ કરી ગળાના ગાળા પર બેસાડવું. આ પ્રમાણે કોલરવાળું બ્લાઉઝ તૈયાર થશે. જોતમને કોલર બરાબર બેસેલો રાખવો હોય તો તમે નીચે પ્રમાણે કોલરની સીલાઇ કરજો.

બ્લાઉઝના ગળાના ગાળાના કપડાના ચટા પડે ગોળ ફરતે કોલરની સીલાઇ કર્યા વગરની બાજુ પીન કરો. પીન કીધા પછી એક ઉથલાવેલી પટી ⅛"

પહોળી આ પીન કાઢેલી કિનારી પર ઉલટુ પડ ઉપર રાખી બ્લાઉઝનું કપડું, પટી, અને કોલર એ ત્રણેને ફાક મારી ટાંકો. પછી મસીનની સીલાઇ કરો. જે ઉથલાવેલી પટીનું પડ ઉપરથી ઉલટું, હતું તે કોલરને હવે ઉઘાડો કરી ઉથલાવેલી પટીનું પડ ઉપરથી ચત્તુ આવે એમ મસીનની સીલાઇ આગળથી વાળો. ઉથલાવેલી પટીની સીલાઇ વગરની કોર ઝીણી વાળી પહેલાં ફાંક મારો. આ વાળેલી કોરને ઓટનના ઝીના ટાંકાએ બ્લાઉઝના કપડાને સીવી લો. મસીનની સીલાઇ વાળી ઉથલાવેલી પતીની કોરે કોલરને વાળી અસ્તરી કરવી. આ મુજબ તમારો કોલર વધુ સફાઇદાર અને બંધબેસતો દેખાશે. જો બાંયના ગાળાને પણ આ પ્રમાણે ઉથલાવેલી પટી આપશો તો બાંયનો સાંધો પણ મજબુત થશે.

## FLARE COLLAR યાને FOLDS પડે એવો કોલર.

બ્લાઉઝ યા ફ્રોકના કોલર બનાવવાનો કોઇ પણ સ્ટાન્ડર્ડ નથી. ફક્ત ત્રિકોણ કપડાંના બે ત્રણ ટુકડા કાપી જો ફ્રન્ટમાં સીલાઇ કરવામાં આવે તો તે પણ કોલર તરીકે ઓળખાય છે. ખરી રીતે આવા કોલરો માટે કોઇપણ જાતનું માપ હોતું નથી. સાદી અક્કલ અને ફ્રાલતું કપડું તમે ગળાની ગોળાઇ પર ગોઠવી જાણતા હો તો કોલરોની ફેશન કાઢવી બહુ સહેલ થઇ પડશે. વખતસર ફ્રોલ્ડસનો કોલર કાંઇ ગુચવણ ઉભી કરે તે માટે આપણે ખુલાસાથી તપાસીએ.

## FLARE ના કોલર યાને FOLDS પડે એવા કોલર વેતરવા વિષે.

ગળાનું માપ ૩" અને વી શેપનું માપ ૬" એ પ્રમાણે આપણે અર્ધા કોલરનું માપ લીધુ છે.

Flare Collar વેતરવા માટે જેટલુ અર્ધા કોલરનું માપ હોય તે માપને ડબલ કરી તેટલા માપનો એક બ્રાઉન પેપરનો ચોરસ કરેલો ટુકડો લેવો. (૯" × ૨" = ૧૮"). આ બ્રાઉન પેપરને આડકતરી ઘડી કરી કાપી નાંખશો, તો બે સરખા ત્રિકોણ ભાગ થશે. આ બે ભાગમાંથી એક ટુકડો લેવો. જુઓ પ્લેટ નં૦ ૧૭, ચીત્ર C.

ABC તમારો ત્રિકોણ કાગળ. C થી વી શેપનું જે માપ એટલે ૬" ની E પોઇન્ટ કરો. પોઇન્ટ E થી આડી લાઇન DE દોરો ને કાપો. હવે DEBC તમારા ફ્રોલ્ડસનો કાપ બનશે. આ કાગળના કાપ પ્રમાણે કપડું કાપો.

જો તમે પોઇન્ટ B થી ૬" વી શેપના માપ પ્રમાણે પોઇન્ટ કરી ઉપર પ્રમાણે આડી લાઇન કરી કાપશો તો કોલરનો બીજો શેપ થશે. જે બાજુ વી શેપનું માપ લેવો તે બાજુ વી શેપ સાથે સીલાઇ કરવા યાદ રાખજો. અને બાકીની બે સાઇડોને ટ્રીમીંગ, કોર્ડીંગ, ફ્રીલ વગેરે કરવી. DE લાઇન ખભાં કરતા લાંબી થશે, માટે કપડાને ફ્રીલ યા ચમતા આપી ખભાંના સાંધા સાથ સીલાઈ કરશો, તો વી શેપ આગળ folds પડશે. જો પછવાડે ફ્રોલર લંબાવવો હોય તો એકનો કોલરનો માપ ૩" અને પહોળાઇ જે લીધી હોય તે માપની એક કાગજની પટી કાપો. આ કાગજની પટીના માપનું ડબલ કપડું લંબાઇએ કાપો. આ તમારા એકનો કોલર થયો. આ કોલરના બેઉ છેડે ચુર યા ચમતા કરેલો ભાગ સીલાઇથી જોડી દેવો. આ રીતે ગોળ ફરતો કોલર તૈયાર થશે. જો તમને કોલરને નીચેથી કોઈ જાતના ફેશનના આકાર folds સાથ આપવા હોય તો પહેલાં તે આકાર કાગજ પર કાપી કપડું વેતરવું. આ તમારો folds નો કોલર તૈયાર થયો. જો તમને ઉપરથી ૨½" યા ૩" પહોળો યાને ખભા જેટલો પહોળો કરવો હોય તો ખભાંના માપ કરતા કપડાની DE લાઇન ડબલ લાંબી બનાવીને ચમતા આપી સીલાઇ આપવી.

## FIX COLLAR યાને છુટો કોલર વેતરવા વિષે.

પટલી પાઇપીંગને દોરાથી ટાંકી જે ચાઈનીઝ કોલર બનાવવામાં આવે છે. તે કેમ બનાવવો તથા તેનો કાપ કેમ કાઢવો તે તપાસીએ.

કપડું :—૩૦" પનાનું ½ વાર.

પાઇપીંગ માટે જ્યોર્જેટ તથા સાટીન બહુ ઠીક લાગશે. પાઇપીંગ કેમ બનાવવી તે માટે પાઇપીંગનો વિષય વાંચો.

## છુટા કોલરનો કાપ કાઢવા વિષે.

માપ :—વી શેપ ૬" અને ગળાની ગોળાઈ ૧૨". એક વચમાંથી ડબલ ઘડી કરેલો બ્રાઉન પેપર લો. કાગજ જાડું લેવું કારણ આખો કોલર કાગજ પર બનાવવો પડશે. પ્લેટ નં૦ ૧૮, ચીત્ર A પ્રમાણે XY કાગજની ઘડી વાળી કિનારીની લાઇન થશે. પોઇન્ટ X થી ૬" યા ૭" જગા છોડી ઉભી લાઇન AB દોરો. AB નુ માપ ગળાના ચોથા ભાગ જેટલું એટલે ૩" લેવું. પોઇન્ટ A થી વી શેપના માપની ૬" ની પોઇન્ટ C કાગજની કિનારીએ માર્ક કરો. પોઇન્ટ C થી પણ ગળાના માપ જેટલી એટલે ૩" ની CD દોરો. પોઇન્ટ B થી ૧" ની લાઇન BE અર્ધે કાટખુણે યાને ૪૫° એ દોરો. તેમજ ૧¾" ની લાઇન પોઇન્ટ D થી DF અર્ધે કાટખુણે યાને ૪૫° એ દોરો. જુઓ પ્લેટ નં૦ ૧૮ ચીત્ર A. પોઇન્ટ C થી ૧" પર પોઇન્ટ G માર્ક કરો. હવે

AE ને ગોળાકારે જોડો તેજ પ્રમાણે ગોળાકારે EF અને FG મેળવો. (AEFG જો કાપી કાઢશો તો વી શેપનો કાપ થશે. આપણને તો આ કાગજ પર આખો કોલર બનાવવો છે માટે અત્યારે કાપવું નહિ.) કોલરની પહોળાઇ ૫" રાખવી. પોઇન્ટો AEFG થી ૫" દુર લાઇનિ દોરો. આ કોલરની પહોળાઈની લાઈન થશે. જુઓ પ્લેટ નં૦ ૧૯ માં લાઇન XTUV. પોઇન્ટિ G થી કોલરના છેડાને જેવો આકાર આપવો હોય તેવો આપવો. (જો XTUV ને G કાપશો તો તમારો કાગજનો કોલર તૈયાર થશે. પણ અત્યારે કાપતા ના.) એ રીતે ગોલ અને ત્રિકોણ છુટ્ટો કોલર પણ કાઢી શકશો. જુઓ પ્લેટ નં૦ ૧૮ ચીત્ર A.

**ગોલ શેપ.**—પોઇન્ટિ G થી ગળાની ગોળાઇના ચોથા ભાગ જેટલી લાઇન GN દોરો. પોઇન્ટ N થી ૪૫° એ ૧", લાઇન દોરો. ચીત્ર પ્રમાણે ગોળાકારે મેળવો. આ ગોલ શેપ થયો. આ લાઇનની ફરતે ૫" પર એક લાઇન કોલરની પહોળાઇ માટે દોરો. પોઇન્ટ G ના છેડા પર જે શેપ જોઇએ તે દોરો. (ચીત્રમાં AEG ની ROUND ડોટેડ લાઈન).

**ત્રિકોણ શેપ** (ત્રણ ખુણાનો શેપ).—પોઇન્ટ G થી ¾" દૂર પોઇન્ટ K માર્ક કરો. KD મેલવો DE અને EA ગોળાકારે મેલવો એટલે ત્રિકોણ શેપ થશે. ૫" ની પહોલાઇની લાઇન દોરી K પોઇન્ટિ આગળ છેડાનો શેપ આપવો. જુઓ પ્લેટ નં૦ ૧૮, ચીત્ર A (AEDK THREE CORNERS લાઇન). પ્લેટ નં૦ ૧૯ ના ચીત્રમાં એક ભાગ કોલર કેમ બનાવવો તે દેખાડયો છે, અને સાથે બીજા ભાગ પર તરાં બતાવી છે. આવી જાતની ડીઝાઇનો પ્રથમ તમારે જાડા બ્રાઉન પેપર પર દોરેલા કાપ પર કાઢવી. તેના પર પાઇપીંગ ટાંકી નીચે મુજબ કોલર તૈયાર કરવો. આ રીતે તૈયાર કાધેલા કોલરને ચાઇનીઝ કોલર કહે છે. પ્લેટ નં૦ ૧૯ માં કોલરની તરાં નીચલા ભાગમાં દોરેલી છે, તેજ પ્રમાણે ઉપર પણ દોરવી.

## ચાઇનીઝ કોલર બનાવવાની રીત.

જાડા બ્રાઉન પેપર પર તમે આખો વી શેપના કોલરના ઉપલા ભાગ પ્રમાણે દોરી રહ્યા પછી, ચીત્રના નીચલા ભાગ પ્રમાણે ડીઝાઇનો તમારા બ્રાઉન પેપર પર આખા કોલરની પહોળાઇમાં દોરો.

આ કોલર માટે DMC નં૦ ૨૫ નો દોરો ચાલશે. તમારી પાસે પીઇપીંગ તૈયાર કરેલી હશેજ. તો પહેલા XTUV ની નીચે અને ઉપરની લાઇનિ પર પાઈપીંગને બ્રાઉન પેપર પર ફાંક મારી ટાંકો. તેજ પ્રમાણે AEFGV ની લાઇન પર પણ ટાંકો. આ પ્રમાણે આખો વી શેપના કોલરની




પ્લેટ નં૦ ૧૯.

અંદરની અને બહારની લાઈનો ગોઠવાશે. પહોળાઇની અંદરની જે ડીઝાઇન કાઢી હોય તો તે પર પણ પાઈપીંગને ડીઝાઇનના આકાર પ્રમાણે ફ્રાંક મારી બ્રાઉન પેપર સાથ ચીટકાવવી. આ પ્રમાણે આખો કોલર બ્રાઉન પેપર પર ફ્રાંક મારેલો જણાશે.

હવે દરેક છુટી પાઈપીંગને એક સાથે એક જોડવાની છે. તો તે પ્લેટ નં૦ ૨, ચીત્ર ૨, ૩, ૪ પ્રમાણે જુદી જુદી જાતના ટાંકાઓ લઇ પાઈપીંગોને સાથે જોડવી. પછી બ્રાઉન પેપરની ફ્રાંક ઉખેડી નાખવી. Faggotting ના ટાંકા બ્રાઉન પેપરમાં લેવા નહિ અથવા ફ્રાંક સીવાય કોઈ પણ ટાંકા બ્રાઉન પેપર પર લેવા નહિ, એ ધ્યાન રાખજો. કોઇ ડીઝાઇનના ખુણામાં ઘણી જગા રહે તો તે ખુણમાં પ્લેટ નં૦ ૧૮, ચીત્ર B ને C માં બતાવ્યા પ્રમાણે પહેલા આડા ઉભા દોરાના તાર ટાંકી લઈ તે પર ગોલ ફરતો દોરો વિંટાળવો. આમ દોરો વિંટાળતા એક આંટો ઉભો દોરાની નીચે લેવો અને એક આંટો ઉભા દોરાની ઉપર લેવો, જુઓ ચીત્ર C. વળતે ફેરે જે દોરાની ઉપર આંટો લીધો હોય તેની નીચે લેવો અને ઉપરના આંટાની નીચે લઇ આગળ ગુઠતા જવું. જ્યારે આંટો ઉભા દોરા પર લેવો તે વેળાએ ચીત્ર C માં બતાવ્યા પ્રમાણે ગાંઠ આપવા ધ્યાણ રાખજો. આ પ્રમાણે એક ગોળાકાર દોરાના તાર પર ભરેલું માલમ પડશે. જુઓ પ્લેટ નં૦ ૧૮, ચીત્ર B.

જુદી જુદી જાતના ટાંકાઓ પ્લેટ નં૦ ૨, ચીત્ર ૨, ૩, ૪ માં બતાવ્યા છે. આળસ તજી મહેનત કરશો તો લાભ થશે. આ પ્રમાણે તમે ચાઇનીઝ કોલર બનાવી શકશો. પહેલા બે ત્રણ એવા છુટા કોલર કરતા વાર લાગશે. પણ પછી આવા છુટા કોલર કાઢતા મુશકેલી લાગશે નહિ.

આ ઉપલી રીત પ્રમાણે માત્ર ચાઈનીઝ કોલર વેતરાય એટલુંજ નહિ, પણ જો તમને છુટા કોલરો, જેવા કે એમ્બ્રોયડરીના, નેટ પર ભરત કામના, વગેરે કાઢવા હોય તો તે માટે પહેલાં ટીસ્યુ પેપર પર જેમ ચાઈનીઝ કોલર દોર્યો. તે પ્રમાણે આખા કોલરના આકાર, ઘેરાવો વગેરે દોરી જવા પછી, કોલરની પહોળાઇ જેટલી જોઇએ તેટલી લાઈનિ ગોલ ફરતે દોરવી. વચ્ચેના ભાગ માટે અંદર જે જાતનું એમ્બ્રોયડરી કરવું હોય તેની ડીઝાઇન કાઢી, કાગજ ને કપડાંનો કોલર કરવાનો હોય તે પર ફ્રાંક મારી, ડીઝાઇન વગેરે કાઢવી. કોલરની પહોળાઇની લાઇન તથા ગળા આગળની લાઇનો કોર્ડીંગ, બીડીંગથી તૈયાર કરવી. આવા કોલરો, જયોર્જેટ, સાટીન અથવા નેટના કરશો તો તે પાછા ઉખેડી બીજા વસ્ત્ર પર પણ કામે લગાડી શકશો. કોલરની પહોળાઇની લાઈનને બ્રેડ, લેસ, ટ્રીમીંગ વગેરે તાંકી ફેશનો બનાવી શકશો.

એજ પ્રમાણે જો તમને બાંયના કફ વગેરે કરવા હોય, તો તે માટે પ્રથમ ધારેલી ડીઝાઇનનો કફ બ્રાઉન પેપર પર દોરવો. જે ડીઝાઇનિ જોઇએ તે પણ દોરવી. અને પાઇપીંગને જાતજાતનાં ટાંકાએ જોડવી અથવા એમ્બ્રોયડરી વગેરે કરવી.

તમો ટુકડે ટુકડે ઘણો ખરો દરજન બનવાનો અભ્યાસ ક્રમ પૂરો કરવા આવ્યાં છો. તમે બ્લાઉઝ વેતરીને સીલાઇ કરી તૈયાર કર્યું, સ્કર્ટ, પણ તૈયાર કરતા જાણો છો. તમને ચહા બનાવતા આવડતી હોય, 'કુમરી' અને સ્ટ્રોંગ' કેમ બનાવવી તે જાણુતા હોવ, દૂધને ઉકાળો કેમ આપવો તે પણ જાણુતા હોવ, તો પછી ચહા કરતાં કેટલી વાર લાગે? બોલો, ચહા પીવા માટે કેટલી વાર લાગે? બોલો. ચહા સાથે ભાખરા વગેરે બનાવી શકતા હો તો તમે તમારા ઘરે મહેમાનને નોતરવા ગભરાશો નહિ, કારણુ તમે પોતે એકલા હાથે દરેક કામ બજાવો છો. તેમજ તમે કોલર, બાંય, કોલર અને બાંયની ફેશનો કેમ કરવી તે પણ શીખ્યા, તો ફ્રોક, કે જે બ્લાઉઝ અને સ્કર્ટના જોડાણથી થાય છે, તે ઉભું કરવા તમને કાંઈ વખત ન લાગશે. ત્યાર પછી તમે તમારા ઘરે ફ્રોક બનાવવા મહેમાનોને નોતરવા અચકાશો નહિ; કારણુ તમને પુરતો ભરોસો છે કે તમે ફ્રોક વેતરીજ શકવાના.

હવે ટેલરીંગના આખેરના તબકકા પર આવી લાગ્યા છીએ. તો ફ્રોકનો કાપ કેમ કાઢવો અને સીલાઇ કરી ઉભો કેમ કરવો તે હવે પછી તપાસીશું.

## ગળાની ફેશનો.

ફેશન પ્લેટ નં૦ ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫ ને ૧૬ માં તમારે માટે સો જાતની ગળાંની ફેશનો આપી છે. બાનુઓના પોષાકમાં ફેશનો જોશો, તો તે ઘણીખરી ગળાં આગળ હોય છે. નં૦ ૪૦૮ અને ૪૦૯, બાંય વગરનું વસ્ત્ર છે. નં૦ ૪૦૮ માં વી શેપ છે, ને બાંયનો ગાળો ખભા આગળ ન રાખતા ગળા સુધીનો ભાગ કાપી ખુલ્લો રહેવા દીધો છે. જયારે નં૦ ૪૦૯ માં બોડીની માફક ફકત પતો આપી વસ્ત્ર તૈયાર કરવામાં આવ્યું છે. નં૦ ૪૧૦, ત્રિકોણુ ગળાનો આકાર છે, પણુ તેમાં ત્રિકોણુ કપડાનાં ટુકડાઓ ગોઠવી સાદા ગળાંને ફેશન આપી છે. સાદા ચોરસ ગળાને નં૦ ૪૧૧ પ્રમાણે કોર્ડીંગની લાઇનો આપી છે. આ પ્રમાણે બ્રેડ રીબન વગેરે પણુ ટાંકી શકો છો. નં૦ ૪૧૨ માં બતનની ફેશન છે. ખભા પર અને છાતી આગલ જો જુદા રંગનો કાપ સીવશો અને તે પર બતન ટાંકશો તો શોભા વધશે. નં૦ ૪૧૩ માં વી શેપ ઉપર આરકાંવાળા કોલરની સીલાઈ કરવી, અથવા કોલર ન બનાવતાં તેજ કપડા પર આરકાં આપી તેમાં એમ્બ્રોયડરી કરી શોભા વધારવી. નં૦ ૪૧૪

બંધ કોલર છે, અને વચમાંથી હોલ કરી લેસ યા રંગીન રીબન પોઈ ઓ કીધો છે. નં૦ ૪૧૫ સાદા વી શેપની પછવાડે જુદા રંગનો ત્રિકોણ કાપ જો ચીટકાવશો તો શોભા વધશે. નં ૪૧૬ બીજા રંગનો કોલર છે. નં૦ ૪૧૭ સાદો વી શેપ છે. નં૦ ૪૧૮ માં કોલરની કિનારીએ કોર્ડ યા રીબનને સીલાઈ




ફેશન પ્લેટ નં૦ ૧૦.

કરી બનાવી છે. નં૦ ૪૧૯ માં કોલરને આરકાં આપી વચમાં એમ્બ્રોયડરી કરવામાં આવી છે. નં૦ ૪૨૦ માં કોલરને બદલે વસ્ત્ર પર સાદડીની માફક ફેશન ગુંઠી છે. નં૦ ૪૨૧ માં પહોળો કોલર દેખાડયો છે. નં૦ ૪૨૨ માં વી શેપના સાદા કાપની નીચે એક બો કરવામાં આવ્યો છે, અને તેની નીચે પ્લીટ કરવામાં આવી છે. નં૦ ૪૨૩ માં કપડાની ફ્રોલ બનાવી બાયનાં ચીત્ર




ફેશન પ્લેટ નં૦ ૧૧.

નં૦ ૧૨૯—૧૩૩ પ્રમાણે ગોલ ફરતું ગળા સાથ સીલાઇ કરવી. આ માટે ત્રણ જુદીજુદી પહોલાઇની ફ્રીલો પ્રથમ તૈયાર કરવી. નં૦ ૪૨૪ ગળા આગળ ચમતા લઇ ગળાને ગોલ ફરતું કપડું ટાંકી જવું, અને બાંયના ગાળાને પટી

























ફેશન પ્લેટ નં૦ ૧૨.

આપી તૈયાર કરવા. નં૦ ૪૨૭ પણ ૪૨૪ પ્રમાણે તૈયાર કરવું, પણ બોડીમાં છાતી આગળથી ઉઘાડું રાખવું અને ફ્રીલ કરવી. નં૦ ૪૨૫ છુટો સકાર્ફ અથવા ફ્રોલ્ડ માફક કપડાની સીલાઈ કરી આગલ જે ભાગ દેખાડયો છે, તે પ્રમાણેનો આકાર કાપી સીલાઈ કરવી. નં૦ ૪૨૬ માં પ્રથમ વસ્ત્રને ત્રિકોણ આરકાં બનાવી




ફેશન પ્લેટ નં૦ ૧૩.

તેની નીચે જુદા રંગના કપડાની સીલાઇ કરવી. નં૦ ૪૨૮ ને ૪૨૯, સાદા ગળાના કાપ છે. નં૦ ૪૩૦ ને ૪૪૦ ગોલ ગળાને ફ્રાંક મારી ખેંચી ફ્રીલ બનાવી છે, અને વચ્ચે બો કરવામાં આવ્યો છે. નં૦ ૪૩૧ ને ૪૩૪ સાદા




ફેશન પ્લેટ નં૦ ૧૪.

કોલરની ફેશન છે. નં૦ ૪૩૨ બંધ કોલરને વચમાંથી બટન કરવામાં આવ્યા છે, અને તેની નીચે ફ્રીલ ટાંકવામાં આવી છે. નં૦ ૪૩૩ ને ૪૩૫ માં ગળાના આકારની નીચે એમ્બ્રોયડરી કરી છે, અથવા એમ્બ્રોયડરીવાળો કોલર પણ






















ફેશન પ્લેટ નં૦ ૧૫.

ગળાને ટાંકી શકો છો. નં૦ ૪૩૫ માં કોલરની નીચે ફ્રીલ, રીબન યા કોડ ટાંકવી. નં૦ ૪૩૬ માં ફોલ્ડસની ફેશન છે. નં૦ ૪૩૭, ગળાના આકારને ફ્રીલ ટાંકી છે, જ્યારે નં૦ ૪૩૮ ગળાનાં આકારની નીચે ફ્રીલ



















ફેશન પ્લેટ નં૦ ૧૬.

ટાંકવામાં આવી છે. નં૦ ૪૪૧ માં પતંગીયું યાને Butterfly નો આકાર બનાવી સીલાઇ કરવામાં આવી છે. નં૦ ૪૪૨ માં ત્રિકોણ ગળાનો કાપ કાપી, તેની નીચે બીજા રંગનું કપડું આપી, વચમાંથી બટન અને બો ટાંકવામાં આવ્યા છે. નં૦ ૪૪૩ માં કોલરને લેસ યા ફ્રીલ ટાંકી તેજ ફ્રીલ યા લેસ ચીત્રમાં બતાવ્યા પ્રમાણે નીચે સુધી ટાંકી વચમાં બટન ટાંકવા; જ્યારે નં૦ ૪૪૪ માં ગોલ ગળું નીચે સુધી ઉંડું વેતરેલું છે, અને તે પર ફ્રાંક મારી ગેધર કીધેલી છે; અથવા તો ગળાંને લેફ્રો આપી તેમાંથી રીબન પોઇ, ખેંચી ફ્રંટમાં બો બનાવેલો છે. નં૦ ૪૪૫ માં ત્રિકોણ ગળાના કાપને નીચેની સાઇડ ખેંચી બો બનાવ્યો છે. નં૦ ૪૪૬ માં ગોલ કાપને ચમતા આપી તૈયાર કરવામાં આવ્યો છે. આ ચમતા અંદરથી લેવામાં આવ્યા છે. નં૦ ૪૪૭ માં પહોળો ગળાંનો કાપ કાપી વસ્ત્ર સાથે સીલાઇ કરવી. આ ગોલ કાપ બીજા રંગનો હશે તો બહુ સારૂ. નં૦ ૪૬૯ ત્રિકોણ ગળાના કાપ જેવો છે, પણ આ કાપમાં ફરક એ છે કે ત્રિકોણ ગળાના કાપના ખુણા અંદરથી પડે છે, જ્યારે આ કાપના ખુણા બહારથી લેવામાં આંવ્યા છે; માટે તે પ્રમાણે કાપ કાપી તૈયાર કરવું. નં ૪૭૦ માટે પહેલાં કાગજનો કાપ દોરી કપડું વેતરી તૈયાર કરવું. નં૦ ૪૭૧ માં કોલરની પહોળી બોર્ડર કરવામાં આવી છે. આવી બોર્ડર કોલરના કપડાના રંગ કરતા જુદી હોય તો સારૂં. વચમાં ફેનસી બટન ટાંકી તેયાર કરવું. નં૦ ૪૭૨ માં ખભા આગળથી નીચે સુધી બેઉ બાજુએ પ્રથમ ફ્રાંક મારી દોરો ખેંચી એક સરખી સોસવણ લઇ તે પર બટન ટાંકવા. નં૦ ૪૭૩ મા પહેલા ફેશન પ્રમાણે કાગજનો કાપ કાઢવો, પછી કાપને નાની બોર્ડર બીજા રંગની આપવી અને તેની બાજુમાં એમ્બ્રોયડરી કરવી. નં૦ ૪૭૪ માં ખભાનું કપડું ખભાનાં માપ જેટલુંજ લેવું. અને ઉઘાડી છાતિનો જેટલો કાપ કાઢવો હોય ત્યાંથી ફ્રાંક મારી કપડું ખેંચી એક સાથ કરવું. આથી છાતિ અને બગલનો ભાગ ઉઘાડો રહેશે. જ્યાં કાપડાની સોસવનની ગુંચ થાય ત્યાં શોભા માટે ફુલ બ્રોચ અથવા બટન ટાંકવાં. નં૦ ૪૭૫ માં ચીત્ર પ્રમાણે કાગજનો કાપ કાઢવો, અને વચમાંથી ચમતા લેવા. ચમતા માટે કપડું જાસ્તી લેવા ધ્યાન રાખજો. નં૦ ૪૭૬ માં ગળાના કાપની નીચે ચીત્રમાં જે આકાર આપ્યો છે. તે પ્રમાણે કાપ કાપો. આ કાપ પ્રમાણે પ્લીટો ગોઠવી કપડું તૈયાર કરવું અને વસ્ત્ર સાથ સીલાઈ કરી લેવી. પ્લીટ ન બને તો બીજા રંગનું કપડું લેશો અથવા પટાવાળા કાપડાંની તરાં કરશો તો ચાંલશે. નં૦ ૪૭૭ માં બે કોલર બતાવેલા છે, આ બે કોલર બનતા સુધી જુદા રંગના લેવા. નં૦ ૪૭૮ માં વી શેપની નીચે હનીકોમ કરેલું છે. હની કોમ માટે જાસ્તી કપડું લેવા ધ્યાન રાખશો. તે ઉપરાંત કમર આગલ પણ ફેશન છે, તો તે પ્રમાણેનો કાપ કાઢી કપડું તૈયાર

કરવું. નં૦ ૪૭૯ માં સાદડીની ફેશન છે. નં૦ ૪૮૦ કોટીની ફેશન છે. નં૦ ૪૮૧ માં ફ્રન્ટ અને બેકના ખભા પર કેમીસોલ માફક સ્ટ્રેપ અને પટા કરવાના છે અને પટાના નીચલા ભાગમાં ફ્રીલોની લાઇનો કરવી. શરીરના ઘેરાવા અને હાથની હલન ચલણ માટે પૂરતી ફ્રીલ લેવી. નં૦ ૪૮૨ અને નં૦ ૪૮૬ માં બો ફેશન છે. નં૦ ૪૮૨ માં ગળા આગળથી ઉંચો કાપ કાઢયો છે. જ્યારે ૪૮૬ માં ગોલ ગળાના કાપને કોલર લગાડી બો ટાંકેલા છે. નં૦ ૪૮૩ માં ફેશન પ્રમાણે કાપ વેતરવો. બે ખુણે જરા ગેધર કરવી. નં૦ ૪૮૫ માં ફેશન પ્રમાણે કાપ વેતરી છાતિ આગળ ચમતા લેવા. નં૦ ૪૮૪ માં ફેશન પ્રમાણે કાપ વેતરી પહેલાં એમ્બ્રોયડરી કરી, વસ્ત્ર તૈયાર કરવું. નં૦ ૪૮૭ માં ખભા આગળથી બટનનોની ફેશન અને વી શેપના ખુણા પર બો કરેલો છે. નં૦ ૪૮૮ માં વી શેપ પર સાદો કોલર છે, પણ વી શેપને જરા વધુ નીચે સુધી કાપી ઉથલાવેલી પટી કરી વી શેપ આગળ સ્ટડ યા બટન કરવાં. નં૦ ૪૮૯ માં ગળાના ગાળા પર ગોલ ફરતો કોલર છે અને તે કોલરની ફ્રન્ટમાં ફુલ યા બો ટાંકી ફેશન કીધી છે. નં૦ ૪૯૦ માં કોલરને ત્રિકોણુ ત્રીમીંગ આપી છે. નં૦ ૪૯૧ માં ગળાની નીચનો ભાગ બીજા રંગનો છે. નં૦ ૪૯૨ માં ગળાના કાપ પર ફુલની વેલ કીધેલી છે અને ખભાના છેડાપર બેઉ બાજુએ ફ્રન્ટ ને બેકમાં રીબનો ટાંકી બો બનાવ્યા છે. નં૦ ૪૯૩ ને ૪૯૫ માં ફેશન મુજબ કાપ કાઢી કાપ કરવા. નં૦ ૪૯૩ માં ખભાની બને બાજુએ ગેધર લેવા ધ્યાન રાખવું. નં૦ ૪૯૫ માં બટન આગળ આરકાં બનાવવા ધ્યાણુ રાખવું. નં૦ ૪૯૪ માં ગોલ ગળાના કાપને ઉંચો સુધી લઇ વચમાંથી કાપ્યો છે અને ઉપર ઉભો કોલર કીધો છે. કોલર ઉભો રાખવા બક્રમ વાપરવું. નં૦ ૪૯૬ માં સ્ટ્રેપની ફેશન છે. વચમાં ચીત્ર માફક ફેશન કાઢી વસ્ત્ર તૈયાર કરવું. વચમાંનો ત્રિકોણુ ભાગ માટે બીજા રંગનું કપડું લેવું. નં૦ ૪૯૭ માં ખભાના બે છેડા અને છાતિના કાપના બે છેડા લાંબા રાખવા, જેથી બને લાંબા છેડાથી છાતિ આગળ બો કરી શકાય. ન૦ ૪૯૮ માં બે રંગના કપડાનું કામ છે. કોલર જુદા રંગનો લેવો. નં૦ ૪૯૯ માં કપડાને ફોલ્ડસ આપી, વચમાથી ચીત્ર પ્રમાણે બીજા રંગના કપડાના કાપની ઉપર સીલાઇ કરી દીધી છે. નં૦ ૫૦૦ ગળા આગળ ચુર અથવા ચમતા લઇ કોલર તૈયાર કરવો અને કોલરની કિનારીએ આરકાંની બીડીંગ કરી લેવી. નં૦ ૫૦૧ માં ફ્રન્ટમાં એક પહોળી ફ્રીલ ટાંકેલી છે. આ ફ્રીલની ઉપર અને નીચે બે બાજુએ લાંબા હોલ કરેલાં છે, જેમાંથી સ્કાર્ફ પાસ કરી ગળાને ગોલ ફરતો વીંટાવેલો છે. નં૦ ૫૦૨ સાદા ગળાનો કાપ છે. પણ ગળાની નીચે ફેશન પ્રમાણે કાપ કાઢી, બીજા રંગના કાપને સીલાઇ કરવી ને તે કપડાની

ઉપરથી એક ચીત્રમાં બતાવ્યા પ્રમાણે પટાની સીલાઇ કરી બે બટન કરવા. નં૦ ૫૦૩ માં ખભાના પાછલા ભાગના સ્ટ્રેપ વધુ લાંબા રાખી સ્ટ્રેપ સાથ બટન કરવાં. નં૦ ૫૦૪ સાદો કાપ છે. નં૦ ૫૦૫ ચીત્ર પ્રમાણે ફેશન કાઢી બટનો કરવા અને વસ્ત્ર પહેરતાં એક બીજા રંગનો સ્કાર્ફ ગળા પર લઈ વસ્ત્રની નીચે રાખવું. નં૦ ૫૦૬ માં ફેશન પ્રમાણે વેતરી બટન ટાંકવા. નં૦ ૫૦૭ માં ગળા અને બગલના ગાળાને બેડ, ટ્રીમીંગ વગેરે કરવી. નં૦ ૫૦૮ જેમ ખભા પર રૂમાલ વીંટાળી લેતા હોય તેમ ગળાનાં આકાર સાથે સીલાઇ કરી બે છેડા લાંબા રાખવા, કે જેથી ફ્રન્ટમાં, વચમાં બો બને. નં૦ ૫૦૯ માં બગલના ગાળા, કોલર, અને છાતિ આગળ એમ્બ્રોયડરી કરેલું છે. ન૦ ૫૧૦ માં ખભાને આડકતરે બટનો ટાંકેલા છે અને બીજા ખભાની નીચે એમ્બ્રોયડરી છે. નં૦ ૫૧૧ માં વી શેપનો પહોળો કોલર કરી નીચેથી સીવી બો કરેલો છે. નં૦ ૫૧૨ સાદો કાપ છે. નં૦ ૫૧૩ ફેશનુ મુજબ કાપ કાઢી ચમતા આપવા ને ગળાના નીચેના કાપની નીચે બો કરવો.

# ફ્રોક.

## ફ્રોક વેતરવા વિષે.

કપડું:—જો ૪૦" લાંબો ફ્રોક હોય તો ૩૦" પનાનું ૩¾ વાર.

જ્યારે તમે બ્લાઉઝને સ્કર્ટના કાપો કાઢી, કપડું વેતરી, સીલાઇ કરવાનું જાણો છો, તો તમને ફ્રોક વેતરતાં અઘરું લાગશે નહિ. હવે ફ્રોક માટેની રૂપરેખા તપાસીયે.

ફ્રોક બનાવવા માટે બ્લાઉઝનાં કાપો આખા ન કાઢતાં, ફક્ત કમર જેટલા કાઢવા. જેમ બ્લાઉઝના ફ્રન્ટ કાપમાં નીચે ½" જાસ્તી લીધું હતું તેજ પ્રમાણે કમરની લાઇનની નીચે લેવું. આ અર્ધા બ્લાઉઝના કાપની નીચે સ્કર્ટ જોડીશું, તો ફ્રોક બનશે. જો કમરમાં બેલ્ટ યા પતો ફ્રોક સાથેજ સીવવો હોય તો સ્કર્ટની લંબાઇ, બેલ્ટની પોહળાઇના માપ જેટલી કમી લેવી. શરૂઆતમા આખો સ્કર્ટ કાઢી કપડું વેતરજો, ને બેલ્ટ છુટો ઉપરથી મૂકજો. એમ કરવાથી તમને બેલ્ટ માટેની સમજણ આંપમેલે આવી જશે.

ચમતા માટે આપણે પહેલેથીજ કપડું જાસ્તી લીધું છે, તેમજ લેવું. ફ્રોકની ઉપરની બોડીના અને નીચેના સ્કર્ટની બાજુના આગલા પાછલા ચમતા એકજ લાઇનમાં અને એકજ અંતરે લેવા. એક આગલ બીજો પાછલ લેવો નહિ ચમતા માટે ચમતાનો વિષય જુઓ.

**જો તમો ફ્રન્ટ અને બેકના કાપો ઘડી કરી કાઢી ન શકતા હો, યાને કપડું થોડું હોવાથી છુટા છુટા વેતરવા હોય, તો એક કાપ અત્તે પડે ને બીજો ઉલ્ટા પડે વેતરજો. આ પ્રમાણે ન કાપશો તો બન્ને કાપ એકજ બાજુની બાંયના થશે.**

## ફ્રોકની સીલાઇ વિષે.

પહેલા ફ્રન્ટ અને બેકના ચમતાઓ એક સરખા તફાવતે તથા ઉપર ઉપરના ને નીચે નીચેના એક સરખા લાઇનમાં લેવા ધ્યાન રાખજો. ચમતા કર્યા પછી ફ્રન્ટ બોડી અને સ્કર્ટને ફ્રેન્ચસીમે સીલાઇ કરવી, આ પ્રમાણે ફ્રોકના બે સીધા ભાગોથી એક આખો ફ્રન્ટ અને એક આખો બેક તૈયાર થશે. ગળાંની પછવાડે બટન કરવાના હોય, તો તે પ્રમાણે પછવાડે કાપ મૂકવો. ખભામાં બટન કરવા માટે જમણુ ખભું ફ્રેંચસીમે સીલાઇ કરવું અને ડાબું ખભું ઉથલાવેલી પટી આપી તૈયાર કરવું. ગળાં પર કોલર કરવા માટે કોલરના વિષય પ્રમાણે સિલાઇ કરવી. જો કોલર ન હોય તો મશીન પાઇપીંગ, તૈયાર કોઠ, લેસ, ત્રીમીંગ બ્રેડ, વગેરે ટાંકવી. જમણી બાજુ બગલનાં ગાળાથી ફ્રોકના છેડા સુધી ફ્રેન્ચ સીમ કરી સિલાઇ કરવી. ડાબી બાજુની સાઇડ કમર બાજુથી ૪"–૬" ઉઘાડી રાખી બાકીના ભાગને ફ્રેન્ચ સીમથી તૈયાર કરવી. ઉઘાડા ભાગને ઉથલાવેલી પટી આપી સ્ટડ બટન કરવા. ફ્રોકની નીચેની બોર્ડર તેજ કપડાની કરવી હોય તો એક સરખી વાળી ઓટન મારી સીલાઇ કરવી. જો ક્રોસ પટી લેવી હોય તો ફ્રોકની બોર્ડર સાથે પટીને પહેલા મશીન મારીને એક સરખી ફાંક મારી અસ્તરી મારી ઓટણ કરી લેવું. જો ફેશનની બાંય કરવી હોય તો બાંયના પ્રકરણ પ્રમાણે કરી લેવી. તૈયાર થયલી બાંય ફ્રેન્ચસીમે બગલના ગાળાને ટાંકવી. આ પ્રમાણે તમો આખો ફ્રોક તૈયાર કરી શકશો.

ટુંક મુદતમાં તમે એક દરજન બનવા તે પાક કિરતાર ની મહેરથી નસીબવંત થયા છો. તમે જો ખંત ધીરજ ને સફાઇથી અસ્તરી વાળાં કપડાં બનાવશો, તો તમે વધુ કામ મેલવી શકશો. હલવે હલવે તમારૂં નામ લોકપ્રીય થશે. તમે આગલ પડવા માગતાં હો, તો તમને નમનતાઈ અને હસમુખા સ્વભાવવાળો ચહેરો તૈયાર રાખવો પડશે. એક અબળા ફેશનેબલ થવા માટે જાતજાતના કપડાં તથા ઘરેણાંથી દીલ શણગારે છે, કે જેથી તે બધાની આંખે આકર્ષિત દેખાય. તેમ તમે નમનતાઇના ઘરેણા સજી, હસમુખા સ્વભાવથી લોકોને તમારે ઘરે નોતરશો તો લક્ષ્મીદેવી તમારે ચરણે પડશે. પાક પરવરદેગાર તમારૂં જરૂર ભલુ કરશે અને તમે ફાવો તો મારી વહાળી માદર માટે તે દાદાર પાસે આફ્રીન ગુજારશો.

# બ્લાઉઝ અને ફ્રોકની ફેશનો.

કેટલીક આપણી આખા ખાવ બાળાઓ જરા પણ પોતાના મગજને તકલીફ દેતી નથી. જો આપણે કંઇ પૂછશું તો કહેશે કે એ આપણાથી થાય? જેના કામ તે તેજ કરે. આપણી કોમમાં જેટલી ઐયાસી બાલા છે, તેટલી ઐયાસી બાલા બીજી કોમ કે બીજા દેશમાં મલી શકે નહી. દુનિયા ભરમાં નવા નવા ફેરફારો થાય છે. જગતભરની સ્ત્રીઓ જ્યારે પોતાના દેશ માટે જાન આપવા તૈયાર ઉભી છે, ત્યારે આપણી બાલાઓ પશ્ચિમની "સીવીલાઈઝડ" ફેશન સજવા પોતાનો કિંમતી પૈસો નાહકનો બગાડે છે. કેટલીકો ડેંન્સીંગ કલ્બોમાં, નાટકોમાં, સાહ્જરો સાથ હાથમાં હાથ મેળવી ફરવામાં એમજ સમજે છે, કે તે ગવરનરની લેડી બનેલી દીસે છે. એજ સુધરેલીમાં ખપતી બાળાઓ પોતાની હુશીયારીનો સદુપયોગ કરે અને જો નર્સીંગ, ડોકટર, ટીચર, વગેરેમાં પોતાનો કિમતી ટાઈમ રોકે તો હુ ધારૂં છું, કે તેઓ આપણા દેશની કીર્તિ હીરા સમાણુ ઝળકતી કરી શકે. બીજી કોમની બાનુઓ સાથ તેઓ હિંદનો ઉદગાર જરૂરજ કરી શકશે. પણ, પશ્ચિમની સીવીલાઈઝડ મોહીની એઓ પર ચેપી રોગ મીસાલ ગલબો કરી રહી છે, તેથી આ અંધ આંખવાલાંઓ બીજા કાર્ય પર ધ્યાન આપી શકતાં નથી.

જો કોઇ એવી ફેશનેબલ ઐયાસી બાલાને કહીશું કે આ બુકમાંથી પેલી ફેશન કાઢો, તો કહેશે, " Oh, what nonsense, આ કાંઇ આપણું કામ છે ? જેના કામ તે તેજ કરે અને નહિ તેના નગારાં વાગે". પણ મારી કમ અક્કલ પ્રમાણે એક ફેશન બુક પરથી ફેશન કેમ કાઢવી, તે એક પલવારમાં એક child's play યાને બચ્ચાંની રમત જેમ સમજાવી દઉં. બેશક, હું એક ડીપ્લોમાં પાસ ટેલર નથી, હું માસ્તર ટેલરમાં ખપવાનો દાવો કરતો નથી, પણ તે ખુદાની કરમ બક્ષેસથી જે કાંઇ નજીવી અક્કલ તે દાદગરે મારામાં પૂરી છે, તે બચ્ચાંની અક્કલથી હું ખુલાસાપૂર્વક તમને સમજાવવા યત્ન કરીશ. જેમ કેટલીક વેળા ઇલેકટ્રીક પંખા બંધ પડે અને તેને એક આંગળની ઠેસ લગાડવાથી તે સડસડાટ ચાલવા માડે છે, તેમ કદાચ આ મારી રૂઢીથી તમારૂં કામ પણ એક ઇલેકટ્રીક પંખા મીસાલ ધમધોકાર ચાલે એવી મારી દુવા છે.

શરૂઆતથીજ હમેશા ફેશનનો કાપ કાગલ પર કાઢવાની આદત રાખજો. એકદમ હુસ્યારી મારી કપડા પર વેતરવાથી કપડું બગાડશો. એક વખત કાપી નાંખેલું કપડું અખંડ બનતું નથી. કાગલના કાપ પર કાગલની ફેશનો પીન મારી જોવી, બે ચાર આનાની કાગજની વાણુ કરશો નહિ.

ફેશનો ઉતારવા અગાઉ ફેશન માટે જાસ્તી કપડું કેમ વેતરવું તે

જાણવું અવશ્યનું છે. કારણ તમને ફેશનમાં ચમતા, ગેધર, ફ્રીલ પ્લીટ વગેરે કરવી પડશે.

જ્યારે તમે ચીત્ર પ્રમાણે ફેશન કાઢવાના હો, ત્યારે તમે હંમેશા ફ્રન્ટ અને બેકના ડબલ કાપો કાઢજો. એક પર વસ્ત્ર વેતરવા અને બીજા કાગજના કાપ પર ફેશનો ગોઠવી જોવા માટે કામ આવશે. જેમ તમારો કાપ ફ્રન્ટ અને બેકનો અર્ધો ભાગ હોય છે, તેમજ તમારી ફેશન પણ ચીત્રમાં જોશો તો આખા ફ્રન્ટ યા આખા બેકમાં ડબલ માલમ પડશે.

## ફેશન માટે જાસ્તી કપડું વેતરવાની રીત નં૦ ૧.

હવે પ્લેટ નં૦ ૨૦ માં ફ્રોકનું ચીત્ર તપાશો. ચીત્રમાં તમે જોશો કે જમણી અને ડાબી બાજુએ એકજ જાતની ફેશન છે. પણ કદાચને કોઇ વેળાએ આખી એકજ ફેશન હોય તો ગભરાશો નહિ, કારણ બે અર્ધાથી એક બને છે. હવે આપણે ઉપલા ચીત્ર પ્રમાણે કાપ કેમ કાઢવો તે તપાસીએ. આજ ફેશન પ્રમાણે આપણને એક ફ્રોક વેતરવાનો છે. ફ્રોકની બોડી અને સ્કર્ટના કાપ પહેલાં કાઢો. જુઓ ચીત્ર A–1. આ તમારો સાદો કાપ છે. ફ્રોકના ચીત્રમાં જે ફેશન છે, તે આ ચીત્ર A–1 માં પણ બતાવી છે. ચીત્ર નં૦ A–2 માં ફેશન બનાવવાનો ભાગ છુટ્ટો કાપ્યો તે છે. ફ્રોકના ચીત્રમાં A આગળની લાઇનમાં ચુર છે, તે લાઇનમાં આપણને કપડું જાસ્તી ગેધર માટે જોઇએ છે. બીજી બધી સાઇડોના આકાર અને માપમાં કાંઇ પણ ફરક કરવાનો નથી. ફ્રોકની બોડી અને સ્કર્ટના કાપો બ્રાઉન પેપર પર પીન કરો. જે વેળાએ થોડીકજ ફ્રીલ વગેરે માટે જાસ્તી કપડુ જોઇતું હોય, ત્યારે નીચલી પહેલી રીત પ્રમાણે જાસ્તી કપડું વેતરવું.

પહેલાં પેન્સીલે એ પીન કરેલા ભાગની આજુબાજુ કાપ પ્રમાણે લાઇન દોરો. આપણને ફકત A માર્ક કરેલી લાઇનમાં જાસ્તી કપડું જોઇશે. A માર્કની લાઇનને પેન્સીલથી વધુ લાંબી કરો. અને પછી કાપના ઉપલા ખુણા સાથે ઉભી લાઇનથી જોડી દો. જુએ ચીત્ર A–3. આ પ્રમાણે X માર્ક કરેલો આખો ભાગ આપણે માપ કરતાં જાસ્તી મેલવ્યો છે. પીન કાઢી નાંખી આખો કાપ (ભાગ X સાથે) કાપી કાઢો. આપણે પ્રથમજ બે કાપો કાઢયા છે તો એક કાપ પર આ મોટો કાપ ફ્રીલ યા ગેધર કરી ગોઠવી જોવો. જો કાગજ પર માલમ પડે કે એ કાપ બરાબર છે તો એ માપનું કપડું વેતરો. જો વધુ જાસ્તી કપડું જોઇતું હોય તો તે માટે પાછો કાપ પીન કરી, માપ વધારો અને કપડું વેતરો. આ પહેલી રીત થઈ. આ રીતથી તમે થોડુકજ કપડું જાસ્તી લઇ શકશો. આથી જાસ્તી કપડું લેવા માટે આ નીચેની બીજી રીતથી કાપ કાઢી શકશો.




પ્લેટ નં૦ ૨૦.

## વધુ જાસ્તી કપડું લેવાની રીત નં૦ ૨.

જે લાઈન પર જાસ્તી કપડું જોઇએ તે લાઇનિ પર ચીત્ર નં૦ A 4 ના ચીત્રમાં જેમ લાઇનો દોરી છે તેમ દોરવી. આ લાઇનો ૩" થી ૪" લાંબી દોરવી અને પછી. કાપવી. કાપ્યા પછી આ કાપેલી લાઇનો ચીત્ર નં૦ A5 પ્રમાણે પહોળી કરી શકાશે. આ કાપેલી લાઇનોના ભાગને જેટલું પહોળું કરવું હોય તે પ્રમાણે પહોળું કરી, દરેક લાઇનને એક ફાલતુ કાગજ પર પીન કરતાં જવું. માપ પ્રમાણેનું પહોળુ કર્યા પછી પેન્સીલથી પહોળો કરેલો ભાગ અને કાપની આજુબાજુ લાઇન દોરી લેવી. કાપ કાપી કાઢવો. આ મોટા થયલા કાપને તમારી પાસેના કાપ પર પાછો ફ્રીલ યા ગેધર સાથ ગોઠવી જોવો. જો બંધબેસતો થતો હોય તો કપડું વેતરી લેવું. ચીત્ર નં૦ A3 કરતાં ચીત્ર નં૦ A5 ની રીત પ્રમાણે તમે વધુ કપડું મેલવી શકયા છો. આ જાસ્તી કપડાથી તમે તમારી ફેશનો ઉપજાવી શકશો.

## જાસ્તી કપડું કાઢવાની રીત નં૦ ૩.

ઉપલી બે રીતોથી તમે કાપની એકજ સાઇડે કપડું વધારી શકો છો. પણ તમને જો ઉભી યા આડી પ્લીટ, ટકસ વગેરે કરવી હોય તો તે માટે કપડું કેમ વેતરવું તે તપાસીએ. તમે આગલ જોઈ ગયા કે એક પ્લીટ જો ૧" ની હોય તો કપડું ૩" જોઇએ છે. જો ચાર પ્લીટ કરવી હોય તો એક ફુટ જાસ્તી કપડું જોઇશે, તો તે કેમ કાઢશો? આ ત્રીજી રીતમાં બે સાઇડ વપરાયલી હોય છે. ત્યારે ચીત્ર નં૦ A6 પ્રમાણે સાઇડ A અને તેની નીચેની સાઈડ બેઉ આપણને પહોળી કરવી છે, તો તે ચીત્ર નં૦ A2 પ્રમાણે વચમાંથી લાઇનિ દોરી કાપી તમારી ફેશનનાં બે ભાગ કરો. આ કાપેલા બે ભાગોને એક સીધી લાઇનમાં છુટા છુટા ચીત્ર નં૦ A6 પ્રમાણે બીજા બ્રાઉન પેપર પર પીન કરો. જે X છે તે જાસ્તી ભાગ બતાવે છે. આ X ભાગની ઉપર અને નીચે બે લાઇનો દોરવાથી કાપ મોટો થશે. કાપોની આજુબાજુથી લાઇન દોરી કાપો કાપી નાંખો. હવે અસલ કાપ પર પ્લીટ બનાવી આ મોટા થયલા કાપને ગોઠવી જુઓ. આ પ્રમાણે આપણે ઉભી પ્લીટ કરવાને કપડું જાસ્તી લીધું છે.

## રીત નં૦ ૪.

જો ઉપર પ્રમાણે આડી પ્લીટ કરવી હોય તો કાપ વચમાંથી આડો કાપી ઉપર પ્રમાણે જાસ્તી ભાગ મેલવી લેવો. જુઓ ચીત્ર A7.

## રીત નં૦ ૫.

નં૦ ૩ અને ૪ ની રીત તો ઉપર અને નીચે અથવા તો કાપના બન્ને

ભાગો પર કપડું જાસ્તી લેવાની રીત છે. પણ આપને એકજ સાઇડે કપડું જાસ્તી જોઇએ તો નં૦ ૩ અને ૪ રીત પ્રમાણે કપડું વચમાંથી (ચીત્ર નં૦ A2) કાપી જે બાજુએ જાસ્તી લેવું હોય તે બાજુએ કાપેલા ભાગો ઉઘાડા કરવા અને જે બાજુએ કપડું જાસ્તી ન જોઇએ તે બાજુના બન્ને ખુણા સાથે રાખવા. આ પ્રમાણે તમે કાપેલા ભાગો પહોળા કરી શકશો અને જાસ્તી કપડું મેલવી શકશો. હવે તમેજ વિચાર કરો કે આ ઉપલી રીતો બચ્ચાની રમત છે કે નહિ!

આ પ્રમાણે સૌથી મુશકેલ દેખાતું કામ ટુંક વખતમાં આપણે સહેલી રીતે સમાપ્ત કીધું છે. તમો આ પાંચ રીતોથી ફેશનના કાપો માટે જાસ્તી કપડું લઈ શકો છો. આ બચ્ચાની રમતના ખેલ પછી હવે વધુ ભારી ફેશનનો વેતરવાનો અભ્યાસ કરીએ.

હવે તમો તમારી નજર પ્લેટ નં૦ ૨૧ ના ચીત્ર પર દોડાવો. ધારો કે તમારો ઘરાક આ **ચીત્ર પ્રમાણે ફ્રોક સીલાઇ કરવા** માગે તો, તે કેમ કરશો ? "Oh Gracious God", કરી માથે હાથ જોડી કહેતા ના, કે મારાથી એ કેમ થાય? પહેલાં જેવી ફેશન કાઢવા માટે ચીત્ર બતાવવામાં આવે તો, તરત પહેલા એ વિચાર કરવો કે તે ચીત્રમાં કેટલા ફેશનના કાપો છે, ને બીજું કેટલી ફેશનો છે. ત્યારે આપણે પ્લેટ નં૦ ૨૧, ચીત્ર A. તપાસીએ આ ચીત્રમાં ગળા પર એમ્બ્રોયડરીવાળો પટો છે. બીજા કાપમાં ગળા આગળ ચમતા કરવાના છે. ત્રીજા કાપમાં છાતિ આગળ સાદડીની ગુંઠણુ કરવાની છે. ચોથો કાપ તે બેલ્ટમાં પણ એમ્બ્રોયડરી કરવાની અને પાંચમો કાપ વચમાંથી ગેધર કરવાનો છે. આટલું બધુ કરવા માટે તમારે ગભરાવાનું નથી. ચાલો આપણે ત્યારે પહેલાં એક પછી એક ફેશનો ઉતારવા તપાસીએ. તમારા કાગજના કાપ પર અંદાજથી કાપના ભાગો બનાવો. જુઓ ચીત્ર A–1. ત્યાર પછી બોડી અને સ્કર્ટના ડબલ કાપ કાઢો. હવે પ્લેટ નં૦ ૨૧, ચીત્ર A–1 પ્રમાણે બોડીનો ઉપલો કાપ લઈ તે પર ફેશનના કાપો દોરો. ગળાં આગળ એમ્બ્રોયડરી કરવાનો કાપ દોરો. જુઓ ચીત્ર નં૦ A–1 (1). આ કાપ કાપી નાંખો. હવે કાપ નં૦ ૨ ને ગળા આગળ ચમતા લેવાના છે તો ચમતા માટે દર્શાવેલી રીત નં૦ ૨ પ્રમાણે ઉપલા ભાગ માટે જાસ્તી કપડું વેતરવું. કોલરની એમ્બ્રોયડરી કરવાની પટીએથી બેઉ બાજુ $\frac{1}{2}$" કપડું જાસ્તી રાખી તે પર એમ્બ્રોયડરી કરી તૈયાર કરો. આ પ્રમાણે નં૦ ૧ ને ૨ કાપ તૈયાર થયે મશીન સીલાઈ કરી જોડી દેવો. કાગજના કાપ પર નો ન ૦ ૩ (A–1)નો કાપ કાપી બાજુએ રાખો. ફક્ત નં૦ ૪ રહ્યો, તે કાપને બધે ફરતે $\frac{1}{2}$" સીલાઈ માટે જાસ્તી રાખી, ડબલ ઘડી કરેલા કપડાં પર નં૦ ૪ પીન કરી કપડું વેતરો.




પ્લેટ નં૦ ૨૨.

નં૦ ૩ નો કાપ હવે જે પર સાદડી ગુંઠવી છે, તેનો કાગજનો કાપ લેવો. બીજા બ્રાઉન પેપર પર ½" ફરતે સીલાઇ માટે રાખી એક કાગજનો કાપ કાપો. જુઓ ચીત્ર A–3. નં૦ ૧ ને નં૦ ૨ સીલાઈ કરી જોડેલો કાપ ટેબલપર ચત્તું પડ પડે તેવી રીતે મૂકો. (ઉલટું પડ ઉપર રહેશે). તેજ પ્રમાણે નં૦ ૪ (A–1) ના કપડાનો કાપ ચત્તું પડ નીચે રાખી કાગજના કાપની D લાઇન સાથ ફાંક મારી ટાંકો. A–3 માં બતાવ્યા પ્રમાણે કાગજના કાપની C લાઇનિ સાથ નં૦ ૧ ને નં૦ ૨ જોડેલા ભાગની નં૦ ૨ ના કાપની નીચેની કોર સાથ ફાંક મારો. આ પ્રમાણે front નો આખો ભાગ તૈયાર થયો છે. નં૦ ૨ ને ૪ સાથે જે બ્રાઉન પેપરનો A–3 પ્રમાણેનો કાપ કાપ્યો છે તે કાગજ પર સાદડી ગુંઠવાની છે. હવે સાદડી કેમ ગુંઠવી તે જોઇશું.

## સાદડી ગુંઠવાની રીત.

નં૦ ૨ અને ૪ ને કાગજ પર ફાંક મારતી વખતે નં૦ ૨ ની નીચેની અને નં૦ ૪ ની ઉપરની સાઇડના કપડાંને ઉપરથી ⅛" કોર વાળી ફાંક મારવી. કોર કાગજની અંદર વાળવી નહિ પણ ઉપરજ વાળવી. સેટીન યા જ્યાર્જેટની પાઇપીંગો તૈયાર કરો. પાઇપીંગનાં નાના ટુકડા C અને D લાઇનની વચ્ચેના ભાગ કરતાં ¾" જાસ્તી લાંબા કાપો. આ ¾" સીલાઇ માટે જાસ્તી લીધું છે. આ પાઇપીંગના નાના નાના ટુકડાઓ A–3 ચીત્રમાં બતાવેલા A થી B સુધીના ઓટનના ટાંકાએ પાસે પાસે ટાંકી જાઓ. ટુકડાઓની ઓટન નં૦ ૨ ને ૪ ની કપડાંની ઉપર વાળેલી કોર પર કરવા ધ્યાન રાખજો. ઓટન ચત્તે પડે દેખાવી ન જોઇએ. A થી B સુધી બધા ટુકડાઓ પાસે પાસે ગોઠવી રહ્યા પછી થોડીક લાંબી પાઇપીંગો જેની લંબાઇ A થી B સુધી હોય તે લેવો. આ પાઇપીંગો સીલાઇ માટે જાસ્તી રાખવા ધ્યાન રાખજો. આ લાંબી પાઇપીંગના છેડાઓ પહેલા પેપરની A લાઇન પર ફાંક મારી ટાંકવા. પછી બીજા છેડાઓ C ને D લાઇનો પર ટાંકેલા એક ટુકડાની નીચે અને બીજા ઉપર એમ વારાફરતી લઈ પાસે પાસે સાદડી ગુંઠવી. આ લાંબી પાઇપીંગો પાસે પાસે ગોઠવી આખી A થી B સુધી ભરી દેવી. આ લાંબી પાઈપીંગના છેડા સાદડી ગુંઠી રહ્યા પછી B લાઇન પર આવશે. આખી સાદડી ગુંઠયા પછી લાંબી પાઇપીંગો બરાબર એક સરખી ખેંચી, લાંબી પાઇપીંગના B લાઇન પર આવેલા છેડા ૧" લાંબા રાખી કાપી કાઢવા. આ વધેલા છેડા B લાઈનિ પર બ્રાઉન પેપર સાથ ફાંક મારી ટાંકવા. નં૦ ૧, ૨, ૩, ૪ ભાગોને અસ્તરી મારી સીધા કરો. C ને D લાઈનિ પણ ચત્તે પડે મસીનની લાઇનિ કરી સરખા બેસાડી દેવો. આ રીતે સાદડી સાથનો આખો ભાગ તમારી પાસે તૈયાર થયો છે. ફ્રોકના કપડાનો બેકનો કાપ વેતરી ખભાના સાંધાઓ સીવી લેવો. આ બેકની બોડી સાથ

સાદડીની A ને B લાઇનો પહેલા ફાંક મારી ટાંકી બ્રાઉન પેપર કાઢી લેવું. સાઇડોના સાંધા ફ્રેન્ચ સીમે સીલાઇ કરવા.

સ્કર્ટમાં વચ્ચે ગેધર છે, માટે આપણને જાસ્તી કપડું લેવું છે, તો તે કેમ લઇશું. ઘડી કીધેલાં કપડાં પર સ્કર્ટનો કાપ ગોઠવો. સ્કર્ટના કાપમાંથી ઉપરથી બેલ્ટનો ભાગ વાળી દેવો. (જુઓ K ચીત્ર A–2). સ્કર્ટનો કાપ કપડાની ઘડીથી ૪" યા ૬" ઉપર મૂકજો. આ પ્રમાણે મૂકવાથી ગેધર કરવા આપણને જાસ્તી કપડું મલશે. જેટલા ઇંચ પટા માટે ઉપરથી કાપ વાળ્યો હતો, તેટલા ઇંચનો પહોળો પટો સિલાઇ માટે જાસ્તી રાખ્યા પછી કમરની ગોળાઈ જેટલો કાપવો. આ છુટા પટા પર પહેલા એમ્બ્રોયડરી કરી લેવું. સ્કર્ટની વચમાં ગેધર કરી હવે belt અને સ્કર્ટ એકેક સાથ જોડી ફ્રન્ટના બોડી સાથે ફાંક મારી મસીન સીલાઈ કરો. તેજ પ્રમાણે બેકનો સ્કર્ટ પણ બેકના ઉપલા બોડી સાથે સીલાઈ કરી લેવી. આ પ્રમાણે આખો ફ્રન્ટ અને આખો બેક મલી તમે ત્રણથી ચાર કાપનો એક ફ્રોક તૈયાર કરી શકયા છો.

જો સાદડીને બદલે તમને લેસપીસ, નેટ વગેરેની ફેશન કરવી હોય તો, ઉપર પ્રમાણે બ્રાઉન પેપરની મદદથી કરશો તો ભારી પડશે નહિ. બ્રાઉન પેપરને બદલે અસ્તરનું કપડું વાપરશો તો કામ સફાઈદાર બનશે અને તમારા હાથને શોભા આપશે.

## STRAPS યાને પટાવાળા છાપેલા કપડાનો ફ્રોક.

જો તમો રંગીન પટાવાલી તરાંને કાટખુણે ગોઠવી ફ્રોક બનાવવા માગતાં હો તો, પહેલાં આ પટાની આડકતરી તરાં કેમ કાઢવી તે જાણવું અવશ્યનું છે. આવી તરાંવાળું એક કપડું લઇ જેટલો પનો હોય તે પનાના ડબલ માપનું લાંબુ કપડું કાપો. લંબાઈની વચમાંથી ઘડી કરો. એમ કર્યાથી તમારી પાસે બે ચોરસ કટકાની ઘડી માલમ પડશે. આ ટુકડાઓને બધેથી પીન કરી ટેબલ પર બીછાવો. બરાબર વચમાંથી આડકતરે કાપો, તેમજ ઘડી વાળેલી કોર પણ કાપો. કપડું ટેબલ પરજ રહેવા દેજો. આ પ્રમાણે આડકતરે કાપવાથી તમે ટેબલપર કપડાના ચાર ત્રિકોણ ભાગ પડેલા જોશો. ટેબલ પરથી બે ભાગો એક ઉપરનો અને તેનીજ નીચેનો ભાગ સાથે લઇ સાદડી યા સેતરંજી પર પટાની તરાં બરાબર ગોઠવી, ફાંક મારી, ફ્રેન્ચ સીમે સીલાઈ કરી દો. બાકી રહેલા બે ભાગોને પણ ઉપર પ્રમાણેજ સીવો. આ પ્રમાણે તમારી પાસે બે કપડાનાં ટુકડા તૈયાર થશે. આ સીલાઇ કરેલા ભાગ પર જે પ્રમાણે સ્કર્ટ યા બ્લાઉઝના કાપો પીન કરો છો, તે પ્રમાણે પીન કરી કાપો. આ પ્રમાણે પટાની ફેશનની તરાં તૈયાર થઈ. જો સ્કર્ટ માટે કપડું ટુકું પડે તો પનો મોટો કરવો. પટાની તરાં પ્રમાણે કપડું જોડીને ચોરસ ઘડી કરજો.

**જો કપડું જાસ્તી ન હોય, અથવા કપડાનાં બે ચોરસ ટુકડા કપાયલા હોય, જેથી લંબાઇની ઘડી પનાના માપ પ્રમાણે થઇ ન શકે, તો તે વેળા બે ચત્તા અથવા બે ઉલ્ટા પડો સાથે રાખી વેતરજો. જો તમે એક અવળું ને એક ચત્તું પડ મૂકશો તો, તરાંનો કાટખુણો પડશે નહિ અને અસલ જેમ છાપેલું હશે તેવુંજ સીલાઇ કર્યા પછી થશે. માટે કપડું ઉપર પ્રમાણે ગોઠવવા તકેદારી રાખજો.**

આ સર્વે રીતથી તમે હરેક ફેશનો બનાવી શકો છો. ઉપરાંત તમને સમજ પડે માટે ફેશનના ચીત્રો સાથે સમજણ આપી છે, જેથી તમને કાંઇ મુંઝવણુ ઉભી થાય નહી.

ફેશન બનાવવા પૈસાની જરૂર છે. એ તો ગોળ નાંખે એટલું ગળ્યું થાય. માટે જેમ તમે વધુ ખરચ કરશો, તેમ તમારી ફેશન વધારે સોભાયમાન બહાર પડશે. એ તો કુદરતી છે કે દરેક અબલા, ગરીબ યા તવંગર હોય, તેની પહેલી ઇચ્છા શોભીતી થવાની છે. પૈસાદાર તરેહવાર ઘરેણાં અને મોઘાં કપડાં પહેરી શોભીતા બની શકે છે; ગરીબોએ ત્યારે શું કરવું? ચાલો ત્યારે, આપણે સાદા ચીત્ર પરથી ઓછામાં ઓછી અને સસ્તામાં સસ્તી કેટલી ડીઝાઇનો ઉતારીશું તે તપાસીએ.

## ફેશનો કાધવા વિષે.

તમારૂં ધ્યાન ફેશન પ્લેટ નં૦ ૧૭ ને ૧૮ પર દોડાવો. નં૦ ૨૯૭ મું ચીત્ર એક ફેશનનું હાડપીંજર યાને skeleton સમજવું. એજ ચીત્રને તરેહ તરેહની રીતે ગોઠવી કેટલી ફેશનો ઉપજાવી શકીશું, તે હવે તપાસીએ. આ સાદી ડીઝાઈનની રેખાઓ પર જો તમો કોર્ડીંગ કરાવશો તો ફેશન નં૦ ૧ થશે. તૈયાર કોર્ડ ટાંકશો તો ફેશન નં૦ ૨ થશે. આરી કામ કરાવતાં ફેશન નં૦ ૩ થશે. બેડ ટાંકવાથી ફેશન નં૦ ૪ થશે. ઝીણી લેસ ટાંકશો તો ફેશન નં૦ ૫ થશે. જો રંગીન જાત જાતની ત્રીમીંગ ટાંકશો તો ફેશન નં૦ ૬ થશે. બોક્ષની પાઇપીંગની કિનારી ટાંકશો તો ફેશન નં૦ ૭ થશે. રંગીન દોરાના ફેનસી ટાંકાઓ કરશો તો ફેશન નં૦ ૮ થશે. આ રેખાઓ પર ઝીણી એમ્બ્રોયડરી કરશો તો ફેશન નં૦ ૯ થશે. આજ રેખા પર ફેલ્ટના ફુલ, પાંદડા ટાંકવાથી ફેશન નં૦ ૧૦ થશે. ઝીણી જાડી રંગીન પાઇપીંગો યા ઉથલાવેલી રંગીન પહોળી પટીઓ કરશો, કે રીબન ટાંકશો તો ફેશન નં૦ ૧૧ થશે. માત્ર તદન સાદી ડીઝાઇન નં૦ ૨૯૭ ને આપણે થોડા વધુ ખરચથી એક ભપકાદાર પોશાકમાં ફેરવી નાંખ્યે છીએ. આ બધી ઉપલી ફેશન છુટી છુટી ન બતાવતાં

ફ્કત એકજ ચીત્ર ૨૯૮ માં દેખાડી છે. હવે કહોકે ૨૯૭ કરતાં ૨૯૮ માં કેટલો ફરક પડે છે? તમારી નજર ચીત્ર નં૦ ૨૯૯ પર દોડાવો. પહેલી સાદી ડીઝાઇનના ૧, ૨ ને ૪ માં તકસ કરશો તો એક ફેશન, પ્લીટથી બીજી ફેશન અને દરેક




ફેશાન પ્લેટ નં૦ ૧૭.




ફેશન પ્લેટ નં૦ ૧૮.

પર ફેશન નં૦ ૧ પ્રમાણે જુદી જુદી જાતની બેડ ટ્રીમીંગ વગેરે ટાંકશો તો બીજી વધુ ૨૨ ફેશનો કરી શકશો. ફેશન ન૦ ૩૦૦ માં ૧, ૨ ને ૪ માં ગેધર કરી, છાતિ આગળ બટન ટાંકશો અને સ્કર્ટમા નીચે પ્લીટો કરશો તો વધુ એક ડીઝાઇનિ ફેશનની થશે, ને બેડ, ટ્રીમીંગથી ૧૧ બીજી ફેશનો વધશે. નં૦ ૩૦૧ માં ૧, ૨ ને ૪ માં હનીકોમ કરેલુ માલમ પડશે, તે પર ઉપર પ્રમાણે બીજી ૧૧ ફેશનો કરશો તો ૧૨ ફેશનો વધુ થશે.

ચીત્ર નં૦ ૩૦૨ પ્રમાણે નં૦ ૧, ૨ ને ૪ માં જુદા રંગનું કપડું વાપરવાથી વધુ એક ફેશન સાથ ૧૧ વધુ ફેશન થશે. ચીત્ર નં૦ ૩૦૩ માં પટાની તરાંવાળી ફેશન નં૦ ૩ અને ૫ માં કરી છે; જ્યારે નં૦ ૧ ને ૨ મા બીજા રંગીન કપડામાં ટક્ષ યા પ્લીટ લીધી છે અને ૪ માં સાડો સફેદ પટો કર્યો છે. આ પ્રમાણે બીજી એક આકર્ષિત ડીઝાઈનિ તમે એક સાદી રેખા પરથી ઉપજાવી કાઢી છે. એ ઉપર પણુ તમે જો ઉપલી ૧૧ ફેશનો કરશો, તો બીજી ૧૨ વધુ ફેશનો બનાવેલી દેખાશે. ચીત્ર નં૦ ૩૦૪ માં ૧, ૨ ને ૪ માં એમ્બ્રોયડરી કરેલી છે અને સ્કર્ટમાં નીચે એમ્બ્રોયડરીના આરકાં છે. આ રીતે બીજી એક ફેશન સાથ ઉપલી ૧૧ વધુ ફેશનથી ૧૨ વધુ ફેશન થશે. ચીત્ર નં૦ ૩૦૫ માં ૧, ૨ ને ૪ માં સાદડીની ગુંઠણુ છે. આ સાદડી બે રંગની પાઇપીંગની વધુ સરસ લાગશે. આ પ્રમાણે બીજી ૧૨ ડીઝાઇનો વધુ બની. ચીત્ર નં૦ ૩૦૬ માં નં૦ ૩ ચીત્રમાં ફોલ્ડસ બનાવેલા છે. નં૦ ૧, ૨ ને ૫ અને સ્કર્ટની કિનારીએ ઝીણું એમ્બ્રોયડરી કરેલું છે. નં૦ ૪ બીજા રંગના કપડાંથી શોભાવ્યું છે. આ પ્રમાણે કર્યાથી બીજી ૧૨ ફેશન બનાવી શકશો.

ઉપર દર્શાવેલી ફેશનની ૧૧ રેખાઓ જેમ એક મોટી નદી આજુબાજુથી ફાટતાં નાની નાની નદીઓ બનાવીને સંખ્યામાં વધારો કરે છે, તેમ આ ઉપલી ૧૦ ફેશનો દરેક જુદીજુદી ફેશનનાં ચીત્રો પર એક યા બીજી રીતે વાપરશો તો તમો આપ મેળે સેંકડો ડીઝાઇનો ઉભી કરશો. તે પર જો પહેલાં દર્શાવ્યા પ્રમાણે બેડ, ટ્રીમીંગની ૧૧ ફેશનો કરશો તો તમને ફેશન બુકની જરૂર રહેશે નહિ. આટલી ફેશનો તમે બનાવી શકશો એમાં શક નથી, પણ છતાં તમોને વધુ આગળ પાડવા આ ચોપડીમાં ૪૮ વધુ ફેશનના પોશાકના ચીત્રો આપેલાં છે, તે તમને બહુ ઉપયોગી થઈ પડશે. રસ્તે ચાલતાં તમે તમારી બહેનોના પહેરવેશ પર નજર રાખતાં રહેશો અથવા ફેશનેબલ ડ્રેસીસની દુકાનની બારીમાં નજર ફેંકશો, તો તમે સેંકડોથી હજારો ફેશનો ઉપજાવી કાઢશો.

બેશક આ કિતાબની કિંમત તમને ભારી લાગી હશે, પણ અત્યારે તમે સમજી શકશો, કે તમે આખા હુન્નર સાથ સેંકડો ફેશનો કેમ કાઢવી અને તે સાથ ફેશનનો સારો સંગ્રહ તમારી પાસે એકઠો કરવા તમે જો સોથી વધુ

રૂપિયા ખર્ચો તો પણ આટલો સંગ્રહ ઉપરાંત આખો હુન્નર તમે મેળવી ન શકો. ફેશન બુક તમે લેવા જાવ તો તમને રૂ૦ ૪ થી ૫ આપવા પડે. તમારે માટે ફેશનના ચીત્રો ઉપરાંત એમ્બ્રોયડરી ડીઝાઇનોનો સમાવેશ આ કિતાબમાં કીધો છે. તે પણ તમને બહુ ખપ લાગશે.

તમે ધીરજ, ખંત અને પાક પરવરનુ નામ હંમેશ જબાન પર રાખશો તો તમે ગમે એવા મુશકેલ વખતમાં કોઇના ઓસ્યાળા રહેશો નહિ. તેમજ તમે સ્વતંત્ર થશો. તમારા પર કોઇ હુકમ કરનારૂં થશે નહિ. મહેન્તુ જીંદગીથી તમે સુખી રહેશો પણ જો ફકત એશઆરામ મેળવવા માટે આખા હાડકાં હોવા છતાં, ફંડફંડમાં રખડી કોઈ લાઈલાજ, નાતવાન, ઘરડાં, અશકત માટેના ફંડમાંથી તમારી લાગવગ કે રાખરખાવતના શરમથી પૈસા ઉપજાવશો, તો તમે એક તો અજીમ ગુનાહ કરેલો ગણાશે, જે માટે તમારે તમારી પાછલી જીંદગીમાં પસ્તાવું પડશે. ખુદા ખાતર મહેનત કરો અને તે જરૂર તમને રોજી બક્ષે.

## ફ્રોકના ખીસાંની ફેશનો.

સેંકડો હજારો ફેશનો કેમ ઉપજાવવી તે જાણવા છતાં થોડી વધુ ફેશનો કે જેનાથી વસ્ત્રનો શણગાર વધે તે ટુંકમાં ચીત્રો સાથે આપણે તપાસીએ. ફેશન પ્લેટ નં૦ ૧૯, ૨૦ ને ૨૧ માં તમને જાતજાતના પોષાકો પર જાતજાતના ખીસાંઓની ડીઝાઈનોનો સારો સંગ્રહ બતાવ્યો છે તે તપાસીશું.

પુરૂષોના પોશાક માટે ઝાઝી ફેશનો નથી. બાનુઓના પોશાકો ખરૂં જોતાં શરીર ઢાંકવા માટે નથી, પણ પોશાકોનો ઉપયોગ શરીર શોભાવવા, શરીરને ઘરેણા રૂપે શણગારવા માટે કરવામાં આવે છે. પોશાકનો ખુણો કે શરીરના આકર્ષિત ભાગ દેખાડવા ખેંચાણુકારક ફેશનની સીલાઇ કરવામાં આવે છે, તેને પોશાકનું નામ આપવામાં આવે તે ખોટું છે. પુરૂષોના પોશાકમાં ખીસાં ઉપયોગ માટે રાખવામાં આવ્યા છે, જ્યારે બાનુઓના પોશાકમાં ખીસાં આકર્ષિત ભાગ ખેંચાણકારક દેખાડવા ચીટકાવવામાં આવે છે. કેટલીક વેળા ખીસાંઓમાં કાંઇ પણ મૂકવામાં આવતું નથી. રૂમાલ વતીક તેમાં રાખવામાં આવતો નથી, પણ આકર્ષિત દેખાવ કરવા રૂમાલ મૂકયો હોય તેમ ફેન્સી રેશમના ટુકડાઓ ટાંકી દીધેલા જોવામાં આવે છે. આપણને તો ધધો કરવો છે, તો કેટલીક વખત જો કોઇ ચાંદને સુર્ય કહે તો તે પણ માની લેવું પડે છે. માટે પોશાક માટે થોડા ખીસાંની ફેશન જાણવી જરૂરી છે. આ ફેશન પ્લેટોમાં ખીસાંઓના જાતજાતના આકારો અપ્યા છે તે પ્રમાણે કાપ વેતરજો.

જે આકારના ખીસાંઓ કાઢવાં હોય તે પ્રથમ કાગજ પર તેના કાપ કાઢવા. પોશાક પર આ કાગજનો કાપ લગાડી જોઇ પછી તેના પરથી કપડું વેતરવું.

ડ્રોઈંગમાં હોશ્યાર ન હોવો તો તમો તમારા સ્નેહીઓ જેઓ ડ્રોઈંગમાં હોશિયાર હોય તેની મદદ લેશો તો તમો ચીત્ર નં૦ ૧૯૮, ૨૧૭, ૨૧૮, ૨૧૯, ૨૨૦ વગેરે આકારવાળાં ખીસાંઓની સીલાઈ કરી શકશો. એ માટે થોડાં ચીત્રો




ફેશન પ્લેટ નં૦ ૧૯.




ફેશન પ્લેટ નં૦ ૨૦.




ફેશાન પ્લેટ નં૦ ૨૧.

પ્રથમથીજ તૈયાર દોરી રાખ્યાં હોય તો વખતની વેળા બહુ ઉપયોગી નિવડશે. એજ ખિસાંઓ પર જો તમે ટ્રીમીંગ, લેસ, ફ્રીલ, બટન વગેરે ટાંકશો તો સેંકડો કીસમના ખિસાંઓ તૈયાર થઈ જશે. આ ખીસાંની ડીઝાઇનો વારા ફરતી કરતાં રહેશો તો તમને બીજી ડીઝાઇનો શોધવાની જરૂર રહેશે નહિ.

## કમરના પટાની ફેશનો.

જ્યારે વસ્ત્રના ખુણે ખુણાનો ઉપયોગ આકર્ષિત ફેશનો કરવામાં વપરાતો હોય, તો કમરનો ભાગ શા માટે રહી જાય? અહીં પણ તમે જાતજાતની ફેશનો તૈયાર કરી શકો છો. જો તમે ચામડાંના પટા અથવા ધાતુના બનાવેલા જાતજાતની ધાતુના બનાવેલા પટા વાપરવા હો તો ફ્રોકને ફક્ત વચમાંથી ફ્રેન્ચ સીમે સીલાઈ કરવી અને તેપર આ તૈયાર પટા વાપરવા. ફેશન પ્લેટ નં૦ ૨૨ ને ૨૩ માં ચીત્ર નં૦ ૨૩૩, ૨૩૬, ૨૩૭, ૨૩૯, ૨૪૦, ૨૪૩, ૨૪૪, ૨૫૨ માં ફક્ત વસ્ત્રના પટા તૈયાર કરી સીવી લીધા છે. નં૦ ૨૩૪ માં બ્રેડ, ટ્રીમીંગ, લેસ વગેરેનો ઉપયોગ કર્યો છે. નં૦ ૨૩૫ માં વસ્ત્રનાજ કપડાનો પટો કરી પટાની બન્ને કિનારી પર ત્રિકોણુ ત્રીમીંગ, બ્રેડ, લેસ વગેરે વાપરી શકો છો. નં૦ ૨૩૮ માં બીજા રંગના પટાનું કપડું લેવું. નં૦ ૨૪૧ પર બટન ફેશન બતાવી છે, તેમાંનું એક બટન પટા પર ટાંકેલું છે. ચીત્ર નં૦ ૨૪૨ માં સાદા પટા પર ફેન્સી લાંબા ટાંકા કરેલા માલમ પડશે. ચીત્ર નં૦ ૨૪૫ માં પટાને પ્રથમ આરકાં આપી તે પર પણ ટ્રીમીંગ, બીડીંગ વગેરે ટાંકી શકશો. નં૦ ૨૪૬ માં પટા પર એમ્બ્રોયડરી કરવી. નં૦ ૨૪૭ માં વસ્ત્રના કપડાં કરતાં બીજા રંગનું કપડું લઇ ચીત્રમાં બતાવેલા આકારનો કાપ કાઢી કરશો તો એક ફેશન થશે. નં૦ ૨૪૮ માં સાદડીની ડીઝાઇન પટાની જગા પર કરવામાં આવી છે. નં૦ ૨૪૯ માં સલંગ કપડાં પર પટાની જગા પર પહેલાંથી એમ્બ્રોયડરી કરી અથવા આ જગ્યે તૈયાર ફેલ્ટના ફુલ પાતરાં વગેરે ટાંકી કમર શોભાવી શકશો. નં ૨૫૦ માં પટા પર બે બટન આપી ડીઝાઈન કાઢી છે. નં૦ ૨૫૧ માં કપડાના પહોળા પટાને વચમાંથી તૈયાર બકલ અથવા બ્રોચમાંથી છેડા ખેંચી લટકતા દેખાડયા છે. જો બકળ ન હોય તો બે કરી એ પ્રમાણે લટકતા કરવા. નં૦ ૨૫૩ માં વસ્ત્રનાજ કપડામાં ગેધર કરવામાં આવી છે. નં૦ ૨૫૪ માં પહોળા કપડાનો પટો ટાંકી વચમાં બટન ટાંકવાં અને એજ પ્રમાણે નં૦ ૨૫૫ માં હોલ કરી કોર્ડ ખેંચવી. નં૦ ૨૫૬ માં એક સરખી કોર્ડ ટાંકી દીધેલી જોવામાં આવે છે. નં૦ ૨૫૭ અને નં૦ ૨૫૮ માં ફ્રોકના કપડા કરતાં બીજા રંગના પટા બનાવવા. એજ પટાના રંગના કપડાંના બે પટાના ટુકડા ઉપર લઈ બટન ટાંક્યાં છે. જ્યારે નં૦ ૨૫૮ માં એકજ એવો બટન સાથનો ટુકડો જોવામાં આવે છે. નં૦ ૨૫૩ માં ફ્રોકના




ફેશાન પ્લેટ નં૦ ૨૨.




ફેશન પ્લેટ નં૦ ૨૩.

વસ્ત્રનાજ કપડાંમાં ગેધર છે, જ્યારે નં૦ ૨૫૯ માં કમરે પહોળો પટો બીજા રંગનો લઈ ગેધર કીધી છે. નં૦ ૨૬૦ માં ચીત્ર પ્રમાણે કાપ કાપી એમ્બ્રોયડરી કીધી છે. આ પ્રમાણે બીજા જાતજાતના આકારો જુદા જુદા રંગના કપડા પર અને તે પર એમ્બ્રોયડરી અથવા તૈયાર ફેલ્ટના ફુલ પાંખડી વગેરે ટાંકી ડીઝાઇનો કરવી. નં૦ ૨૬૧ માં છાતિ આગલ અને કમર આગલ ફ્રીલ કરેલી બતાવવામાં આવી છે. નં૦ ૨૬૨ માં વચમાંથી બીજા રંગનો પટો કરી ઉપર ફેન્સી ડીઝાઇનના બટનો ટાંકવામાં આવ્યાં છે. નં૦ ૨૬૩ માં સાદા પટાની નીચે ગોળાકારનો કાપ કાપી ગોળાકારમાં ગોળ ફરતાં બટન ટાંકેલાં છે. નં૦ ૨૬૪ માં પટાને બદલે જુદી જાતનો ફેશનનો આકાર આપવામાં આવ્યો છે, અને નીચે ઉપર ચુર લેવામાં આવી છે.

આ ઉપલી ૩૨ જાતની ડીઝાઇનો પર તમે બ્રેડ, ટ્રીમીંગ, લેસ વગેરે કરી ફેશનમાં વધારો કરી શકશો.

## ફ્રોકની ફેશનો.

દાદાર અહુરમઝદની મહેર ને મદદથી ફ્રોકના જુદા જુદા ભાગો, બાંય ગળાં, કમર પર જાતજાતની ફેશનો કેમ કરવી તે જોઈ ગયા છો. ફ્રોક કેમ વેતરવો, તે પર જાતજાતની ફેશનો માટે જાસ્તી કપડું કેમ મેળવવું તે જાણ્યા પછી તમને ફ્રોકની ફેશન પ્લેટો નં૦ ૨૪ થી નં૦ ૩૯ માં બતાવેલી ફેશનો પરથી ફ્રોક વેતરી સીલાઈ કરી તૈયાર કરવા તમને બચ્ચાંની રમત લાગશે. તે છેતાં તમને ગુંચવણ ન પડે તે માટે દરેક ફેશન માટે થોડી સમજણ આપવાને મેં દુરસ્ત ધાર્યું છે.

ચીત્ર નં ૪૭૭ માં વસ્ત્રનું કપડું બે રંગનું લીધેલું છે. ઉપલા ભાગમાં છાતિ આગળ તેમજ કમર આગળ ચમતા લીધેલા જણાય છે. વચમાં પણ ગેધર કરેલું છે. નં૦ ૪૭૮ માં પટાવાલા કપડાંની તરાં છે જ્યારે વચમાં પટા માટે જુદા રંગનું કપડું વાપરેલું છે. નં૦ ૪૭૯ માં ફ્રોકને ઉપરથી એમ્બ્રોયડરી કરી છે, બટનથી શોભા વધારી છે અને વચમાં ત્રિકોણ ફેશનનો કાપ કાપી સ્કર્ટની નીચે સુધી એમ્બ્રોયડરી કરેલી છે. નં૦ ૪૮૦ માં ખભાના કાપને વચમાંથી ટાંકી ગેધર કરી લીધી છે અને વી શેપ પર બગળના ગાળાપર કમરપર અને ફ્રોકની નીચે બોર્ડર આગળ બ્રેડ ટાંકી લીધેલી જોવામાં આવે છે. નં૦ ૪૮૧ માં પટાના કપડાંની ગોઠવણ છે. વચમાંની ફેશન બરાબર ગોઠવી શકશો તો વસ્ત્ર શોભા આપશે. નં૦ ૪૮૨ માં પટાની ઉપર અને નીચે જુદા રંગના કપડાંના કાપની સીલાઇ કરેલી છે. આ કાપને આરકાં આપેલાં છે. નીચે બટનની તરાં ગોઠવવામાં આવેલી છે. નં૦ ૪૮૩ માં ઉપર ખીસાં છે, તેમજ




ફેશન પ્લેટ નં૦ ૨૭.




ફેશન પ્લેટ નં૦ ૨૮.




ડેરાન પ્લેટ નં૦ ૨૯.




ફેશન પ્લેટ નં૦ ૩૦.




ફેશન પ્લેટ નં૦ ૩૨.




ફેશન પ્લેટ નં૦ ૩૨.




ફેશન પ્લેટ નં૦ ૩૫.

વચમાંથી વસ્ત્ર કાપી તેને હોલ ગુંઠી લેસ અથવા રીબન પોયલી છે. તેમજ કમર અને સ્કર્ટમાં બીજા રંગના કપડાંની પહોળી પટી આપેલી છે. બટનો પણ જે રંગની પટી બનાવવામાં આવે તેજ રંગના તૈયાર કરવાથી ફેશન દીપશે. નં૦ ૪૮૪ પટાવાળા કપડાંની ફેશન છે. નં૦ ૪૮૫ માં સાદો આખો




ફેશન પ્લેટ નં૦ ૩૬.

નં૦ ૪૮૭ પટાવાળાં કપડાંની ફેશન છે. નં૦ ૪૮૮ માં ફ્રીલનો ઉપયોગ કીધો ફ્રોક છે, જેને ફકત ગળાંથી તે નીચે સુધી બટન આગળ ફ્રીલ કરેલી છે. આ ફ્રીલ જુદા કપડાંની હશે તો વધુ શોભા આપશે, તેમજ બટન પણ ફ્રીલના રંગના કપડાંનાજ કરવાં. નં૦ ૪૮૯ માં તમને ફ્રીલનો વધુ ઉપયોગ કીધેલો જણાશે. ચીત્ર પ્રમાણે ફ્રીલની ગોઠવણ કરવી. ફ્રીલો રંગીન કપડાની તૈયાર કરવી.




ફેશન પ્લેટ નં૦ ૩૭.

છે. આ ફ્રીલ બનાવતાં ખભાં આગળનો ભાગ ફ્રીલની નીચેના છેડા કરતાં ૧½" થી ૨" પહોળો રાખવો. નં૦ ૪૮૯ માં બે રંગના કપડાંનો ઉપયોગ કરેલો છે, માટે વસ્ત્રના કાપ કરતી વખતે બન્ને રંગ માટે જુદા જુદા કાપ વેતરવા.



ફેશન પ્લેટ નં૦ ૩૮.

નં૦ ૪૯૦ પટાવાળા કપડાંની ગોઠવણુ છે, જ્યારે નં૦ ૪૯૧ માં ગળાં આગળ ગોળ ફરતે, પટામાં અને સ્કર્ટની કિનારીએ એમ્બ્રોયડરી કરેલું જણાય છે. ગળાંની આગળ અને પટાની ઉપર ચમતા યા ચુર લીધેલી જણાય છે.




ફેશન પ્લેટ નં૦ ૩૯.

નં૦ ૪૯૨ માં સાદા ફ્રોકને વી શેપ આગળ અને કમર પર એમ્બ્રોયડરી કરી સ્કર્ટના બોર્ડર પર જુદા રંગની રીબનની લાઈનો આપેલી જણાય છે. નં૦ ૪૯૩ માં પટાવાળા કપડાંની ગોઠવણ છે. પણ આ ગોઠવણ સાથ બીજા રંગનો કપડાંનો કાપ પણ કરેલો છે. નં૦ ૪૯૪ માં સાદા રંગનો કોલર આપી બટનો ટાંકી વચમાંથી ઉઘાડો રાખેલો છે. નં૦ ૪૯૫ માં ફ્રોકના વસ્ત્રની બોડીના ઉપલા ભાગ પર અને સ્કર્ટની અંદર એમ્બ્રોયડરી કરવામાં આવેલું છે, સાથે બેલ્ટ અને બોડીના એક ભાગ પર આડકત્રે ચોરસ આરકાં કરવામાં આવ્યાં છે. નં૦ ૪૯૬ માં આખી પ્લીટો લઇ ફ્રોક ઉભો કરવામાં આવ્યો છે અને વચમાં જુદા રંગના કપડાંનો ઉપયોગ કીધો છે. નં૦ ૪૯૭ માં ફ્રોકની બોડીમાં ટ્રોલ્ડસ કરેલા છે અને સ્કર્ટમાં ગેધર લીધી છે. નં૦ ૪૯૮ માં કોલર, બટન અને કમર આગળની ફેશન જુદા રંગની કરેલી છે. જો કે ફ્રોક તો સાદા કાપનો છે પણ જુદા રંગનું કપડું વાપર્યાથી ફ્રોકની ઝમક દીપી નીકલે છે. નં૦ ૪૯૯ માં પટાવાળા કપડાની ડીઝાઇનિ સાથ જુદા રંગનું કપડું વાપરેલું છે. નં૦ ૫૦૦ માં સાદડીની ગોઠવણ છે. નં૦ ૫૦૧ માં સાદા કાપનો ફ્રોક છે. પણ જુદા રંગના કપડાંની હેરફેર ગોઠવણથી અને બટનો પણ બે જાતના લેવાથી પોષાક બહુ આકર્ષિત લાગે છે. ઉપરાંત એક બાજુએ એમ્બ્રોયડરી કરેલું છે. નં૦ ૫૦૨ માં પટાવાળા કપડાંની ગોઠવણ છે. નં૦ ૫૦૩ માં ફ્રીલનો ઉપયોગ છે. નં૦ ૫૦૪ પણ પહોળી ફ્રીલથી શોભાવેલો છે. નં૦ ૫૦૫ બે રંગના કપડાનો બનાવેલો છે, પણ આ વેળા બીજા રંગનાં કપડાનો ક્રોસ માફક આકાર કીધેલો છે. આ મુજબ ક્રોસને બદલે બીજા રંગની ચોકડી, ડાઇમંડ યા ચોરસ આકાર કરવાથી જાત જાતની ફેશનો ઉપજાવી કાઢશો. નં૦ ૫૦૬ પણ બે રંગના કપડાંને ફેશનના કાપમાં વાપરેલાં દીશે છે. નં૦ ૫૦૭ માં આરકાંની ડીઝાઇનો કરેલી છે, સાથે બે રંગના કપડાં વપરાયલાં છે. બટન પણ રંગીન કપડાંના બનાવેલાં છે. નં૦ ૫૦૮ પટાના કપડાંની ડીઝાઇન છે. નં૦ ૫૦૯ પણ બે રંગના કપડાંને જુદા રંગની ફેશન આપેલી છે. નં૦ ૫૧૦ માં બગલનો ગાળો, પટો, અને ફ્રોકની નીચે એમ્બ્રોયડરી કરેલી છે. નં૦ ૫૧૧ પટાવાળા કપડાંની ગોઠવણ છે. નં૦ ૫૧૨ માં બે રંગના કપડાંની ફેશન છે. નં૦ ૫૬૭ માં કોલર, બટન અને પટો જુદા રંગના કપડાંનો તૈયાર કીધો છે જ્યારે કોલરની નીચે આડકત્રે પ્લીટ યા ચમતાની ગોઠવણ કરેલી છે. નં૦ ૫૬૮ પ્લીટવાલો સ્કર્ટ છે. નં૦ ૫૬૯ ને ૫૭૦ પટાવાળા કપડાંની ગોઠવણ છે. નં૦ ૫૭૧ કોસ્ટયુમની ફેશન છે. નં૦ ૫૭૨ માં બે રંગના કપડાંનો ઉપયોગ કીધેલો જણાય છે. આ રંગીન કપડાના કાપની નીચે ચમતા અથવા ચુર લીધેલી જણાય છે. નં૦ ૫૭૩ માં બાંયના ગાળા અને કમર આગલ ફેશનનો કાપ છે. આ કાપમાં

એમ્બ્રોયડરી કરવામાં આવી છે. સ્કર્ટમા પ્લીટની ગોઠવણુ છે. નં૦ ૫૭૪ માં કોટ અને સ્કર્ટની ફેશન છે. જો તમારી પાસ વધુ કપડું ન હોય કે જેથી જુદો કોટ અને સ્કર્ટ વેતરી શકાય, તો ચીત્રમાં બતાવેલી કોટની રેખાઓ પર બ્રેડ, ત્રીમીંગ વગેરે ટાંકશો તો દુરથી કોટ માફક લાગશે. જો તમો આવા ચીત્રનું વસ્ત્ર બે રંગના કપડાથી તૈયાર કરશો તો દુરથી સ્કર્ટ અને કોટ જુદા હોય એમ માલમ પડશે. નં૦ ૫૭૫ ફેશનના કાપો નો સંગાર છે. પોહળી રંગીન પટીઓ અથવા બ્રેડથી આવી તરાં વધુ દીપશે. નં૦ ૫૭૬ માં ફ્રોલ્ડસ અથવા ચમતા લઇ છાતી આગલનો ભાગ તૈયાર કરી પટા આપ્યા છે અને સ્કર્ટમાં ફેશનનો કાપ છે. નં૦ ૫૭૭ પણ ફેશનનો કાપ છે. જ્યારે નં૦ ૫૭૮ માં કોટી અને ફ્રોકની ફેશન છે.

## ફ્રોકના બેક.

ફ્રોકનાં ફ્રન્ટ યાને આગળા ભાગ માટે આપણે બહુ લંબાનથી જોયું છે. તો પાછલા ભાગ માટે થોડું જાણવું જરૂરી થઈ પડશે. ફ્રન્ટ અને બેક યાને આગળા અને પાછળા ભાગો કેમ વેતરવા, કેમ સીલાઇ કરવી એ વીગતવાર જાણ્યું છે. પણ જેમ front ની ફેશનોની જુદી જુદી સ્ટાઇલિ જોઇ તેમ back ની પણ હવે તપાસીએ.

બેકની જુદી જુદી ફેશનનો એક સંગ્રહ તમે ફેશન પ્લેટ નં૦ ૪૦ ને નં૦ ૪૧ માં જોઇ શકો છો. આ ફેશનોમાં થોડો સુધારો વધારો કરી ફ્રન્ટની ફેશનો પણ ઉપજાવી શકશો. ફ્રોકના બેકનાં ચીત્રમાં જે ફેશનની લાઇનો તમો જોવો છો, તે ફેશનની રેખાઓ છે. આ ફેશન પ્લેટના ચીત્રમાં જે રેખાઓ દોરેલી છે, તે પર કોર્ડીંગ કરવાથી સાદી ફેશન થશે. આજ રેખા પર તમે જો ફ્રીલ બ્રેડ, લેસ વગેરે ટાંકશો તો પોષાકની શોભા જરૂરજ વધશે. આજ રેખાઓના બે ભાગલા કરવાથી અને બે રંગીન કપડાં અથવા એક ભાગે કપડું અને બીજા ભાગે લેસપીસ, નેટ વગેરે સીલાઈ કરવાથી વસ્ત્રની શોભા ઓર વધશે. તે પર વળી બ્રેડ, ટ્રીમીંગ વગેરે ટાંકશો તો પોષાક બહુ શોભીતો બનશે. થોડું એમ્બ્રોયડરી કરશો તો તમારા હાથનો સીવેલો ફ્રોક દરેકની આખમાં ખુંચી બેસશે અને જરૂરજ તમારો ચોંય દરજી તમારી અદેખાઈ કરશે. આ રેખાઓના ભાગલા કરી જો કોઇ ભાગ પર, પ્લીટ, હનીકોમ વગેરે કરશો તો આકર્ષિત લાગશે.

હર વખત ખુદાનું નામ લઇ કામ શરૂ કરશો, તો તે પાક કિરતારની મદદ બહુ મુલ્યવાન નીવડશે. કારણ કે તે કિરતારની દોરવણીથી તમો હજારો ફેશનો ઉપજાવી શકશો. બેકની પચાસ જુદી જુદી ફેશનોની

રેખા તમે જે ચીત્રમાં જુઓ છો, તે પ્રમાણે તમે પણ સાદા કાપ કાપી તે ઉપર મનગમતી રેખાઓ દોરશો તો ફેશનોનો કાંઇ ટોટો માલમ પડશે નહિ.

ફ્રોક અથવા કોઇ બીજા વસ્ત્રના કાપ કાઢી સીલાઇ કરશો, તો તે સાદુ



ફેશન પ્લેટ નં૦ ૪૦.


332.
333.
334
335.
336.
337.
338.
339
340
341.
342.
343.
344.
345.
346.
347.
348.
349.
350.
351.
352.
353.
354.
355.
356.
COAT.

ફેશન પ્લેટ નં૦ ૪૨.

લાગશે. કોર્ડીંગ, એડ વગેરે ટાંકયા પછી પણ બટન, બ્રોચ, ફુલનો શણગાર કરશો તો વસ્ત્ર ઝમકદાર લાગશે. તમારી પાસ વધેલા ધરાકના ટુકડાઓના તમારી ફુરસદમાં તેના પાંદડા, બો, કિનારી વગેરેનો સંગ્રહ તૈયાર રાખશો તો સારૂં કમાઈ શકશો.

એક ઈન્સાન બીજા ઇન્સાન પાસ મુફતની મજુરી કરાવે છે, પણ તે પાક કિરતાર તમારી પાસ કદી મુફતની મહેનત કરાવશે નહિ. તમારી મહેનતના બદલામાં જરૂર થોડું પણ આપશેજ. આળસ તજી મહેનત કરો અને ધિરજ રાખો. ધિરજ, એ સર્વેથી ઉમદા સદ્‌ગુણ છે, ધીરજ એ માણસ જાતનો ખોરાક છે. જે ધિરજ રાખે તે ધનવાન કરતાં પૈસાદાર ગનાય. ધિરજ રાખવાથી આપણે એક છુપો ખજાણો એકઠો કરીયે છીયે અને તે પાક કિરતાર આપણા ધિરજના બદલામાં ન ધારેલા સંજોગે એવી કિમતી બક્ષેસો કરે છે કે જેથી આપણે ખરા જીગરથી હર વખતે શુક્ર ગુજારવા લલચાઇએ છીએ. મહેનત કરો મહેનત કરો, અને બસ મહેનત કરો, તોજ તમે ફાવશો.

હવે તમે દરજન બન્યા છો. ફક્ત ફ્રોક અને બ્લાઉઝ સીવવાથી કાંઈ વળવાનું નથી. ઘણીક વેળા તમારે ત્યાં બાનુઓના બીજા વસ્ત્રો પણ સીલાઇ કરવા માટે આવશે, તો શું વકાસેલું દાચું કરી મોં જોયા કરશો? જ્યારે તમે આટલું જાણ્યું તો તે પણ જાણી લો. હવે પછીના પ્રકરણમાં તમે ચદ્દાથી શરૂ કરી, કીમેનો, કોટ, વગેરેની સીલાઇ કેમ કરવી અને તે કેમ વેતરવા તે જાણી લો. તમો જો સફાઈ સુઘડાઇવાલી સિલાઇ કરશો, તો તમે એક ચોંય દરજન નહિ પણ એક specialist in lady's tailoring બની શકશો. ફુરસદના વખતમાં આ પછીના પ્રકરણમાં બતાવેલા વસ્ત્રો વેતરી સીલાઇ કરી જોશો, તો તમારા ધરાકનું કામ બગડશે નહિ અને તમોને ગુંચવણ પણ લાગશે નહી.

## BRASSIERE યાને કાંચળી.

કપડું :—૩૦" થી ૩૬" પનાનું અર્ધો વાર.

માપ :—કાંચળી યાને બસ્ટ બોડીઝ બનાવવા બે જાતના માપની જરૂર પડશે.

(૧) છાતિનો ઘેરાવો ૩૨".

(૨) કમરનો ઘેરાવો ૨૮".

### કાગજનો કાપ.

બ્રાઉન પેપરની એક પટી છાતિના ઘેરાવા જેટલી એટલે ૩૨" લાંબી અને ૩" પહોળાઇના માપની કાપો. આ લાંબી પટીના ચાર સરખા ભાગ




પ્લેટ નં૦ ૨૨.

કાપો. દરેક પટી ૮" લાંબી અને ૩" પહોળી થશે. આ દરેક પટીને ઉપરની બાજુ ૮" રહેવા દો અને નીચેની સાઇડો કમરના માપ જેટલી બનાવો. કમરનો ઘેરાવો ૨૮" છે. તેના ૪ સરખા ભાગ કરવાથી દરેક ભાગ ૭" થશે. માટે નીચેની સાઇડ ૧" કમી કરવી પડશે, તો જો બે ખુણામાંથી ½" કાપશુ તો દરેક પટી ઉપરથી ૮" અને નીચેથી ૭" ની થશે. બીજો એક બ્રાઉન પેપરનો ૮" નો ટુકડો લો. હંમેશા છાતિના ઘેરાવાનો ચોથા ભાગ જેટલો ચોરસ ભાગ લેવો. આ ટુકડાના બે ખુણા આડકત્રે જોડો. આ માપ જેઓની છાતિનો ઉથાવ ન હોય તેઓ માટે છે, સાધરણ ઉથાવ હોય તેઓ માટે ½" વચમાંની આડકત્રી લાઇનની નીચે ગોળાકારે એક લાઇન દોરો. જુઓ પ્લેટ નં૦ ૨૨, ચીત્ર B માં ડોટેડ લાઇનિ X. જો છાતિનો ઉથાવ વધુ હોય તો X ની નીચે એક લાઇન ½" ની વધુ પહોળી દોરો. જુઓ ચીત્રમાં ડોટેડ લાઇન Y. હવે આ ત્રણ માપમાંની જે પણ લાઇન જોઇતી હોય તે કાપો. આ માપના બે ટુકડા કાપો. આ બે ભાગો ઉપલા ૪ ભાગના બે ટુકડા પર ચીત્ર પ્રમાણે ગોઠવો. જુઓ પ્લેટ નં૦ ૨૨, ચીત્ર B2. ચીત્ર B1 માં KL સાઇડ કાપની ઉપરની સાઇડ અને MP સાઇડ તે નાની કમરના માપની છે. ABC ત્રિકોણ કાપેલો ભાગ અને Y લાઇન વાલી બાજુ તે BYC લાઇન છે. આ BYC લાઇન KL પર ગોઠવવી. એ માટે જુઓ ચીત્ર B1. આ સાદી કાંચલીના કાગજના કાપો થયા.

## કપડું વેતરવા વિષે.

ચીત્રમાં બતાવ્યા પ્રમાણે ABC ના માપના બે કપડાંના ટુકડા સીલાઇ માટે જાસ્તી રાખી વેતરો. KLMP પ્રમાણેના ચાર ભાગ પણ સીલાઇ જાસ્તી રાખી વેતરો. BC સાઇડનો ઘેરાવો KL કરતાં જાસ્તી હશે, તો BC સાઇડમાં થોડા ચમતા લઇ KL ને BC ને ફ્રેન્ચ સીમે સીલાઈ કરો. આ રીતે બીજો ત્રિકોણ ભાગ પણ બીજી પટી પર જોડી તૈયાર કરો અને પછી બન્નેને ફ્રેન્ચ સીમે સીલાઇ કરી જોડી દો. બાકીની બે પટીઓને એકેક નાકે ફ્રેન્ચ સીમે સીલાઇ કરી જોડી દો. એ માટે જુઓ ચીત્ર નં૦ B2. આ તમારી સાદી કાચલી થશે. ત્રિકોણ કાપના A છેડે રીબન અથવા ½" પહોળી ટેપ અથવા પાઈપીંગ ટાંકવી. આ બન્ને રીબનના છેડા નીચેની પટી નં૦ ૧ અને નં૦ ૪ સાથે સીલાઇ કરવા. આ પટી યાને રીબનની લંબાઈ ખભા પરથી કમર સુધી પહોંચે (અથવા કાંચળી જેટલી ઉપર જોઇયે તે માપ) જેટલી હોવી જોઇએ. નં૦ ૧ અને નં૦ ૪ ની પટીના છેડાએ સ્ટ્રેપ યા બટન કરી લેવાં. એકદમ બંધબેસતી ટાઇટ કાંચલી કરવી હોય

તો રીબન યા ટેપ ૬" જેટલી ટુંકી લઈ તેને બદલે ૫" યા ૬" લાંબી લાસ્તીક ટેપ સાથે સીલાઈ કરી દેવી.

## BRASSIERE યાને કાંચલી નં૦ ૨ (વચમાંથી અણીવાળી).

સાદી કાંચલી બે કાપે બનાવી હવે એકજ કાપની અને વચમાંથી અણીવાળી કાંચલીનો કાપ તપાસીયે.

જે છાતિનો ઘેરાવો હોય તેનો ચોથો ભાગ કરી તે માપનો એક ચોરસ કાગજ કાપો. છાતિનો ઘેરાવો ૩૨" છે તો કાગજ ૮" ચોરસ થશે. જેમ સાદી કાંચલીના કાપમાં વચમાંથી આડકત્રે તથા X ને Y લાઈનો છાતિના ઉથાવ માટે દોરી હતી તે પ્રમાણે દોરો. જુઓ પ્લેટ નં૦ ૨૨, ચીત્ર C. ROS તમારી કાંચલીનો કાપ થશે. તમારા કાપની R પોઇન્ટ વચમાંથી ૪" ઉંડી કાપો જુઓ ડોટેડ લાઈન RN. ૪" કાપ્યાથી કાગજના બે ભાગ થશે. આ બંને ભાગને એકની ઉપર એક ચઢાવો. આ પ્રમાણે કરવાથી સોપારાના મથાલા જેવો ઘાટ થશે. પોન્ઇટ N આગલ અણી બનેલી જણાશે. SO ભાગને ઉપર રાખવો અને બીજો ગોળાકાર જે RN કાપવાથી થયો તે નીચે રાખવો. જુઓ પ્લેટ નં૦ ૨૨, ચીત્ર C-1. ROS તમારી કાંચલીનો કાપ થયો.

### કપડું વેતરવા વિષે.

ઉપલા કાગજના કાપ પ્રમાણે ½" જાસ્તી રાખી બે કપડાંના અને બે અસ્તરના કાપ વેતરો. આ કાંચલીમાં અસ્તરની જરૂર છે, કે જેથી વચમાંની અણી બરાબર બને. જેમ અણી બરાબર બનશે તેમ કાંચલી વધારે શોભશે. RN ના સાંધા સીલાઇ કરી તૈયાર કરવા. કાંચલીના બેઉ ભાગોને ચીત્રમા બતાવેલા (ચીત્ર C-1) O માર્ક આગલની ડોટેડ લાઇન સુધી યાને ૨" જેટલા એક પર એક મૂકી સીલાઇ કરી જોડવા. કાંચલીની સાઇડોને ઝીણી કોર વાળી સીલાઈ કરવી. હવે કાંચલીના બેઉ ભાગો જોડાયા અને બન્નેના એકેક છેડા બાકી છે તો તેને ઉપલી કાંચલી કરી તેમ લાસ્ટીક, રીબન અને ટેપ ટાંકવી. પછવાડે ટેપ લંબાવી સ્ટડ, બટન કરવાં. આ પ્રમાણે તમે બીજી કાંચલી પણ તૈયાર કરી દીધી છે.

## BRASSIERE યાને કાંચલી નં૦ ૩.

કાંચલી નં૦ ૨ પ્રમાણે ROSH ૮" નું ચોરસ કાગજ લ્યો. RSO ઉપર પ્રમાણેજ છાતિના ઉથાવ પ્રમાણે દોરી કાપો. આ કાપને પોઇન્ટ R આગળથી ઉંડો ન કાપતા એમજ રહેવા દેવો. આ કાંચલી આપણને ચમતા લઈ તૈયાર કરવાની છે.

## કપડું વેતરવા વિષે.

RSO ના કાગજના કાપ પ્રમાણે સીલાઇ માટે જાસ્તી રાખી બે કાપ કપડાંના અને બે કાપ અસ્તર આપવા બક્રમના વેતરવા. કપડાંની નીચે બક્રમ મૂકી નીચે પ્રમાણે ચમતાથી કાંચલી તૈયાર કરવી. ગોળાકાર સાઇડ SO વચ્ચેથી ½" નો ૨" લાંબો એક ચમતો લેવો. હવે એક કાંચલીની S સાઇડ પર અને બીજી કાંચલીની O સાઇડ પર, S અને O ની ૩" ઉપર ½" ને ૨" લાંબા બે ચમતા સરખે અંતર કરવા. ચમતા કાંચલીની એકજ સાઇડે કરવા, બન્ને સાઇડે કરવા નહિ. આ સાઇડના ચમતા બગલની સાઇડે આવશે માટે ચમતા કરતા ભૂલ કરવી નહિ. આ પ્રમાણે ચમતા કરી કાંચલીની કોરોની સીલાઇ કરી તૈયાર થવે બેઉ કાંચલીઓ ૨" એકેક પર મૂકી સીલાઇ કરી લેવી. જુઓ ચીત્ર નં૦ D માં કાંચલીની અંદર ડોટેડ લાઇન.

આ ઉપલી કાંચલીઓ સાદી લાગે છે પણ જેમ આપણને એક સાદું ભોજન સાથ તીખું, ખાટું અચાર હોય તો આ સાદું ભોજન જેમ સ્વાદદાર લાગે તેમ જો આ સાદી કાંચલીઓની કોરને રીબન, ફ્રીલ, ટ્રીમીંગ, કોર્ડીંગ, લેસ વગેરે ટાંકશો તો ફેશનેબલ લાગશે. આ કાંચલીઓને વચ્ચેથી લેસપીસ, નેટ, એમ્બ્રોયડરી વગેરે કરવાથી શોભા વધતી જશે.

## કેમીસોલ સ્ટ્રેપ યાને પટાવાળી.

કપડું :—૩૦" પનાનું ૧¼ વાર.

માપ :—બ્લાઉઝની લંબાઈ ૧૭", બગલનો ગાળો ૭", છાતિનો ઘેરાવો ૩૬", ને ગળાનું માપ ૧૨".

કાંચલીની વડી બહેન તે કેમીસોલ કહેવાય. જો કાંચલીની નીચે કપડું જોડો તો કેમીસોલ બને. કેમીસોલની લંબાઈ બ્લાઉઝના માપ કરતાં ૨" કમી લેવી. ત્યારે કેમીસોલની લંબાઇ ૧૫" થઇ. આ લંબાઈમાથી બગલની ગોળાઇનું માપ બાદ કરવું. કારણ આપણને Strap વાળી કેમીસોલ બનાવવી છે. (૧૫"–૭"=૮"), હવે આ ૮" જે માપ આવ્યું તે કેમીસોલના કાપડાંની લંબાઇ માટે નું માપ થયું. છાતિના ઘેરાવાનો ચોથો ભાગ કરો તો તે ૯" થશે. ૮" લાંબો અને ૯" પહોળો બ્રાઉન પેપરનો ટુકડો લેવો. જુઓ પ્લેટ નં૦ ૨૩, ચીત્ર B. MANE એ તમારો ચોરસ ટુકડો થયો. લંબાઇ MN અને પહોળાઈ MA. પોઇન્ટ M થી ગળાની ગોળાઇનું જે ૩" માપ છે તે માપે પોઇન્ટ C માર્ક કરો. આ C પર Strap યાને પટાના છેડાની સીલાઈ થશે. M પોઇન્ટની નીચે ¾" પર પોઇન્ટ K માર્ક કરી KC જોડો. પોઇન્ટ A ની નીચે ¾" પર પોઇન્ટ L માર્ક કરી CL મેળવો. પોઇન્ટ L




પ્લેટ નં૦ ૨૩.

અને E અંડાજે જરા ગોળાકાર આપો. KCLEN આ તમારો સાદી સ્ટ્રેપવાળી કેમીસોલનો કાપ થયો.

## કપડું વેતરવા વિષે.

કપડાંની બે વખત ઘડી કરવી, એટલે ૪ પડ થશે. પછી KCLEN નો કાપ કપડાં પર મૂકી આકાર કાપી કાઢવો. બગલના ગાળાનું બેવડું કરી એટલે ૧૪" ના પટા અથવા રીબન C પોઇન્ટ પર ટાંકવા. આજુબાજુ ઝીણી સીલાઈ કરી ડાબી બાજુનો સાંધો નીચેથી ૩" છોડી ફ્રેન્ચ સીમે સીલાઇ કરી લેવો. વચમાં બ્લાઉઝ માફક ચમતા લેવા. ખભાંના પતા ૧" થી ૧½" પહોળા લેવા. કેમીસોલને ફેશનવાળી કરવા પતા આગળની KC અને CL કોર પર લેડ, ટ્રીમીંગ, લેસ, વગેરે ટાંકવી અને આ કોરો નીચે ફેન્સી એમ્બ્રોયડરી કરવી. ગમે એવું હલકું કપડું એમ્બ્રોયડરી કરવાથી વધું શોભાયમાન બને છે, માટે મહેનત કરશો તો કમાશો.

## કેમીસોલ દરેક ઘાટનાં ગળાવાળી.

આવી કેમીસોલ વેતરવા તમને તમારા બ્લાઉઝના કાપની મદદ લેવી પડશે. તમારા બ્લાઉઝનો ફ્રન્ટ અને બેક કાપ કાઢો. આ કાપમાં નીચે પ્રમાણે સુધારો કરવાથી માત્ર પાંચ મિનિટમાં જાત જાતના ગળાના આકાર વાળી કેમીસોલનો કાપ કાઢી શકશો.

પ્રથમ બ્લાઉઝનાં બેઉ કાપો પર જે આકારનું ગળું જોઇતું હોય તે દોરવું અને પછી નીચે પ્રમાણે સુધારો કરવો.

## સુધારો.

ખભાંની લાઇનિ બેઉ બાજુથી ૧" કમી કરો. વી શેપ અને બીજા આકારો બ્લાઉઝના કાપ કરતાં ૧" થી ૨" નીચે ઉતારવા અને બ્લાઉઝના કાપની લંબાઇ પણ ૨" ઓછી કરવી. આ તમારો કેમીસોલનો કાપ થયો. જુઓ પ્લેટ નં૦ ૨૩, ચીત્ર A માં ડોટેડ લાઇનો જે બધેથી માપ કમી કરવા બતલાવેલી છે. જ્યારે તમે ખભાંનું માપ કમી કરશો તો આપ મેળે બાંયનો આગો પણ મોટો થશે.

સિલાઇ માટે અને કપડું વેતરવા માટે કેમીસોલ અને બ્લાઉઝના પ્રકરણ તપાસો.

## UNDERWEAR.

કપડું :—૩૦" પનાનું ૩ વાર.

જે પ્રમાણે બ્લાઉઝને લંબાવવાથી ફ્રોક બને છે તેમ કેમીસોલને લંબાવવાથી underwear બને છે. કેટલીક underwear કમર આગળથી સાંધાવાળી તો કેટલીક સાંધા વગરની સળંગ બનવવામાં આવે છે. જે પ્રમાણે તમને underwear બનાવવી હોય, તે પ્રમાણે પહેલા કાગજનો કાપ કાપી કપડું વેતરી લેવું. સલાઇ માટે ½" બધેથી જાસ્તી લેવા યાદ રાખજો. ફ્રોક બનાવવા કમર સુધીનો કાપ લીધો હતો તો તેજ પ્રમાણે અંદરવેર માટે પણ કમર સુધીનું માપ લઈ પછી સ્કર્ટ માફક નીચેની લંબાઇ વધારી લેવી. ફ્રોક કરતાં અંદરવેરની લંબાઇ ૩" થી ૬" સુધી કમી લેવી.

સિલાઈ માટે ફ્રોકનું પ્રકરણ જોવું. કેમીસોલ માફક અંદરવેરની શોભા બેડ, ટ્રીમીંગ, લેસ વગેરે ટાંકીને વધારી શકશો.

## KIMONO કીમોના.

કપડું :—૩૦" પનાનું ૪ વાર.

જો તમને અંદરવેરનો કાપ બરાબર કાઢતાં આવડતો હશે તો કીમોનો એક બચ્ચાંની રમત જેવો થઇ પડશે.

માપ :—બ્લાઉઝના એકનો કાપ કમર સુધીનો અને સ્કર્ટનો કાપ કાઢો, યાને ફ્રોકનો કાપ કાઢો. ઉપલા બન્ને કાપને એટલે બોડી અને સ્કર્ટના કાપને વચમાંથી પીન કરો. બીજો એક બ્રાઉન પેપરનો ટાવ લેવો.

કીમોનોના એકના કાપમાં ઉપલો વચમાંથી પીન કરેલા ફ્રોકના કાપમાં ઝાઝો ફરક નથી. કીમોનાનો કાપ બાંયના ગાળાના છેડાથી સ્કર્ટની બોર્ડર સુધી ફ્રોકના કાપ કરતાં ૧" પહોળો રાખવો. જુઓ પ્લેટ નં૦ ૨૩, ચીત્ર C માં લાઇન EM. આ પ્રમાણે આખો ફ્રોકનો એક કાપ પીન કરી EM નો ભાગ વધારી બ્રાઉન પેપર પર દોરો. આ વધારેલા ભાગ સાથનો આખો કાપ કાપી કાઢો. આ તમારા કીમોનાંનો એક કાપ થશે. કીમોનાની લંબાઇ વધુ હોય છે, તો તે પ્રમાણે એક કાપમાં જેટલી વધુ લંબાઇ જોઇએ તેટલી લંબાઇ ઉપરની EM લાઇન દોરતી વખતે વધારી લઈ કાપ લાંબો કરવા ધ્યાન રાખવું. લંબાઇ જેમ વધારશો તેમ નીચેની પહોળાઇ પણ વધુ થશે તે ધ્યાન રાખજો.

### કીમોનાનો ફ્રન્ટનો કાપ.

તમે જે ઉપલો EM લાઇન તથા લંબાઈ સાથનો વધારાનો કીમોનાના એક કાપ કાઢયો તે એક બીજો બ્રાઉન પેપર પર બ્રાઉન પેપરની કિનારીથી ૪" યા ૫" ઉપર મૂકો. કીમોનાનાં આગલા બન્ને ભાગો એકેકની ઉપર પડે છે, તે માટે આપણને બન્ને કાપો પહોળા કરવા પડશે. આ પહોળાઇ વધારવા

માટે એકનો કાપ બ્રાઉન પેપરની કિનારીથી ૪" યા ૫" ઉપર મૂકયો છે. એક કાપ પીન કરો. ફ્રીમોનાના વી શેપ બનાવવા કમરની જે લાઇન હોય અથવા ઉપલા બોડીનો જે કાપ આપણે પીન કીધો તે કાપની લાઇનથી ૨" થી ૩" ઉપર એક પોઈન્ટ કરવી. જુઓ ચીત્ર C માં પોઈન્ટ H. આ પોઇન્ટ H ને ગળાંની T પોઈન્ટ સાથે લાઇન દોરી, HT લાઇન કાપી નાંખો. આ તમારો વી શેપ તૈયાર થયો.

## કપડું વેતરવા અને સિલાઇ કરવા વિષે.

જે પ્રમાણે ડબલ ધડી વાળી ફ્રોક વેતર્યો તેજ પ્રમાણે વેતરવો અને સીલાઇ પણ ફ્રોક માફક કરવી. બાંય પણ બાંયના પ્રકરણ પ્રમાણે પસંદ પડતી કરી લેવી. જાત જાતના કોલર પણ કોલરના વિભાગમાં જોઈ તૈયાર કરવો. કોલર ન કરતાં આગળા ઉઘાડા બંને ભાગને ગળાને ગોળ ફરતી તથા નીચે બોર્ડરમાં ૧½" પહોળી પટી વસ્ત્રના રંગ કરતા બીજા રંગની આપશો તો ફ્રીમોનાની શોભા વધુ શોભશે. કમર આગળ છુટો પટો, બોનો ગાંઠ લઈ શકાય તેટલો લાંબો રાખજો. અથવા તૈયાર રેશમી ફુમતા સાથનો કોર્ડ ટાંકશો તો ઓર શોભા દીપશે.

## કેમીસોલની ફેશનો.

ફ્રોક, બ્લાઉઝ વગેરે વેતરવા અને સીલાઇ કરી તૈયાર કરવા જાણ્યા પછી કેમીસોલની ફેશન માટે વધુ લખવાની જરૂર જણાતી નથી. તે છતાં ઉપર ટપકેથી તપાસીશું. ફેશન પ્લેટ નં૦ ૪૨ ના ચીત્ર નં૦ ૩૫૭ ના સ્ટ્રેપ પર, રીબન બ્રેડ વગેરે ટાંકવી. નં૦ ૩૫૮ માં છાતિ આગળ ગેધર કરી છે. કેમીસોલની નીચેના કાપને પહેલા ચમતા આપી જોડવા ધ્યાન રાખજો. નં૦ ૩૫૯ માં નીચલા કાપ પર એમ્બ્રોયડરી કરેલી છે. એમ્બ્રોયડરીને બદલે બે રંગના કપડાં વાપરશો તો ચાલશે. તેજ પ્રમાણે નં૦ ૩૬૦, ૩૬૨, ૩૬૩, ૩૬૪, ૩૬૫, ૩૬૬, ૩૬૭ બધી જાત જાતની ફેશનના કાપો છે. નં૦ ૩૬૧ માં ઉપર એમ્બ્રોયડરી કરેલી છે. આ પ્રમાણે રંગીન કપડું લેસપીસ, લેસ, ત્રીમીંગ, બ્રેડ વગેરેનો શણગાર કરશો, તો વધુ દીપશે. જે પ્રમાણે ફેશન પ્લેટ નં૦ ૪૨ માં કેમીસોલની ફેશનો જોઇ તેજ પ્રમાણે ફેશન પ્લેટ નં૦ ૪૩ માં બ્રેશીયર માટે નં૦ ૩૬૮, ૩૬૯, ૩૭૦ અને કેમીસોલની વધુ ફેશન માટે નં૦ ૩૭૧, ૩૭૨, ૩૭૩, ૩૭૪, ૩૭૫, ૩૭૬, ૩૭૭ અને ૩૭૮ તપાસશો તો તમો સંખ્યાબંધ ફેશનો ઉપજાવી શકશો.

## કોસ્ટયુમ.

કોસ્ટયુમનો કાપ સહેલો છે. જાત જાતના ગળાની કેમીસોલના કાપ જોઇ ગયા તેમ કોસ્ટયુમનો કાપ કાઢવાનો છે.

કપડું :—૩૦" પનાનું ૩ વાર.

માપ :— બ્લાઉઝનો કાપ ગોળ ગળાનો.

કોશ્ટયુમની લંબાઇ ૩૨", બગલનો ગાળો ૬", ગળું જેટલું નીચે જોઇતું હોય તે માપ (૩"). કોશ્ચ્યુમની નીચલા ભાગની લંબાઇ માટે આખ્ખી લંબાઇ માંથી બગળના ગાળાના માપમાં ૨" ઉમેરી કરવું. કોશ્ટયુમની લંબાઇ ૩૨" છે તેમાંથી ૬" બગળનો ગાળો + ૨" ઉમેર્યાથી ૮" થશે. આખ્ખી લંબાઇ ૩૨" માંથી ૮" બાદ કરતાં ૨૪" થશે, આ ૨૪" નું માપ કોશ્ટયુમના નીચલા ભાગની લંબાઈ માટેનું માપ બનશે.

બ્લાઉઝના કાપની, ગળા આગળની પોઇન્ટથી ૮" માપી કાપ કાપી નાંખો. બગલના ગાળામાં ૨" શા માટે ઉમેર્યા તે જાણવું જોઇએ. બાંયના ગાળાની ૨" યા ૩" નીચેથી કોશ્ટયુમના બોક્ષ બનાવવા પડે છે, તો તે બાંયના ગાળાની નીચેથી કાપ કાપવો. માટે જુઓ પ્લેટ નં૦ ૨૩, ચીત્ર D. ગળા આગળની ખભાંની S પોઇન્ટથી ૨" છોડી પોઇન્ટ U માર્ક કરો. પોઇન્ટ S ની નીચે ૩" ની (જેટલું નીચે ગળુ જોઇતું હોય તે માપ) પોઇન્ટ N માર્ક કરો. N થી એક સીધી આડી લાઇન YX દોરો. તેજ પ્રમાણે પોઇન્ટ U થી એક ઉભી લાઇન દોરો, જે લાઇન N થી દોરેલી લાઇનને A આગળ મલે. પોઇન્ટ U થી ૨" છોડી પોઇન્ટ B માર્ક કરો. પોઇન્ટ B થી એક ઉભી લાઇન BY દોરો જે બગલના ગાળા સાથે મલશે. જુઓ કોસ્ટયુમના ચીત્રમાં ડોટેડ લાઇન BY. જો તમો SNX નો આખ્ખો કાલો ભાગ કાપશો અને BY લાઇન જે બગલના ગાળાને મલે છે ત્યાં સુધી કાપશો, તો કોસ્ટયુમના ઉપલા ભાગનો કાપ તૈયાર થશે, બાકી રહેલો ભાગ કોસ્ટયુમના ઉપલા ભાગનો પતો યાને સ્ટ્રેપ બનશે. આ કાપ પટાવાળા કોસ્ટયુમ માટે છે. જો તમોને ગળાંના જુદા આકારવાલો કોસ્ટયુમનો ઉપલો કાપ વેતરવો હોય તો તે માટે જે પ્રમાણે કેમીસોલ દરેક ધાટના ગળાંવાલી વેતરતી વખતે જે સુધારા કર્યા હતા તેજ સુધારા કોસ્ટયુમના ઉપલા ભાગ માટે કરવા. જુઓ પ્લેટ નં૦ ૨૩, ચીત્ર A. કેમીસોલમાં આખ્ખો બ્લાઉઝનો કાપ વાપરયો હતો પણ કોસ્ટયુમમાં આખ્ખો કાપ ન લેતાં ફકત બાંયના ગાળાની નીચે ૨" યા ૩" સુધી માપી કાપ કાપી સુધારો કરી લેવો. કોસ્ટયુમમાં ફ્રન્ટ અને બેક સરખા કાપવા.

## કપડું વેતરવા વિષે.

કોસ્ટયુમના ઉપલા ભાગમાં દબલ કપડું લેવું પડે છે તો તે માટે કાપડાંની બે ધડી કરવી અને ધડીની કિનારીએ કાગજના કાપની BU કિનારી પીન

કરવી. આ પ્રમાણે પીન કરવાથી BU આગળ સાંધો પડશે નહિ. અને આગલા અને પાછલા ઉપરના બન્ને ભાગો સાથે વેતરાશે. જો સળંગ વેતરી ન શકાય તો વચમાં સાંધો કરશો તો તે પણ ચાલશે. કોસ્ટયુમના નીચલા ભાગમાં ૩ બોક્ષ બનાવવા. ૩ બોક્ષ આગળ અને ૩ બોક્ષ પાછળ લેવા માટે કપડું જાસ્તી લેવું. કપડાંની પહોળાઇ ME માં બોક્ષ કરવાના છે તો તે માટે નજદીક ૧ ફુટ જાસ્તી કપડું જોઇશે. જો કપડું જાસ્તી ન હોય તો ચમતા લેશો તો ચાલશે. ઉપલા બોક્ષની સિલાઈ કર્યા પછી બોક્ષ સાથનું કપડું ઉપલી બોડી સાથ ફ્રેન્ચ સીમે સિલાઇ કરી લેવું.

પાક ચઝદાંની મદદથી આપણે બાનુઓના વસ્ત્રો વેતરી સિલાઇ કરવાનું જોઈ ગયા છીએ. અત્યાર અગાઉ તમે કુશળતાથી ઘણા કપડાં વેતરી શકયા છો. દરેક વસ્ત્ર બનાવી રહ્યા પછી તે પર ફુલ, કિનારી વગેરે ટાંકયાથી તે વસ્ત્રનો રૂવાબ અને કિમત વધે છે. માટે હવે થોડો એવો ઉપયોગી શણગાર કેમ કરવો તે તપાસીએ.

## ફુલની કળી બનાવવા વિષે.

નાના ૨" × ૨" ના ચાર ટુકડા લેવો. આ ટુકડાઓને વચ્ચેથી આડકતરે ઘડી કરો. તમારી પાસ ૪ ત્રિકોણ ડબલ ટુકડા થશે. આ ટુકડાઓને એક પર એક ઘડીવાળા ભાગને વચમાંથી ગોઠવો. જુઓ પ્લેટ નં૦ ૨૪, ચીત્ર C. એક ત્રિકોણ ભાગ ABC ની ઉપર DEF મૂકેલો છે. પોઇન્ટ E ની નીચે ઉપલા ભાગની પોઈન્ટ C આવેલી છે. આ પ્રમાણે જે બે ટુકડાની ગોઠવણ કરેલી છે, તેજ પ્રમાણે વારાફરતી ચારે ટુકડા વચમાંથી એક પર એક ગોઠવો. ચારે ટુકડા ગોઠવ્યા પછી ચારે ટુકડાને કિનારીથી ફાંક મારી જાઓ. હળવે હળવે ફાંક ખેંચો. આ પ્રમાણુ ખેંચ્યાથી આ ચારે ટુકડાઓ હળવે હળવે ઉભા થતા જણાશે. જ્યારે ફાંક ખેંચાઈ રહેશે ત્યારે ગુલાબની કળીઓ જેમ ઉપરથી થોડી પાંખડી ઉઘાડે છે તેવો ઘાટ માલમ પડશે અને ઉપરથી ગોળ બનશે. આ પ્રમાણે કર્યા પછી નીચેની ખેંચેલી ફાંકવાળી કિનારીને ટાકા આપી ટાઇટ બેસાડી દેવી. ફાંકના ટાંકા ડોટેટ લાઈન થી ચીત્રમાં બતાવ્યા છે.

## પાંખડીઓ.

જ્યારે ફુલની કળી તૈયાર થઇ ત્યારે તેની આજુબાજુ પાંખડી જોઇશે. માટે ૩" લાંબા અને ૧½" પહોળા બે ટુંકડા લો. ૧½" પહોળા ભાગને ચીત્ર C–1 માં બતાવ્યા પ્રમાણે ગોળાકારે કાપો. આ ગોળાકારને ઉલતે પડે ફાંક મારી ઉથલાવો. નીચેની સીધી કિનારી એ ફાંક મારી દોરો ખેંચો. આ પ્રમાણે તમારી પાંખડીઓ પણ તૈયાર થઇ. કળીની આસપાસ પાંખડી ટાંકશો તો ફુલ તૈયાર થયલું જણાશે.




પ્લેટ નં૦ ૨૪.

## પાંદડા.

ત્રિકોણુ અણીવાળા અથવા ઉપરથી ગોળ બે ટુકડા લો. બેઉ ઉપલી બાજુને ઉલ્ટે પડે સિલાઇ કરી ઉથલાવો. નીચેથી ફાંક મારી ખેંચશો તો પાંદડાનો આકાર બનશે. એ માટે જુઓ C–5 ના બે ચીત્રો.

## ક્યારા.

૧" પહોળી અને ૧ ફુટ લાંબી પટીને પહોળાઇએથી (અધવચ્ચે) ઘડી કરી ઉઘાડા ભાગને ફાંક મારી ખેંચશો અને ફુલ-પાંદડાની આસપાસ ટાંકશો તો ક્યારા જેવું માલમ પડશે. જો ફાંકના ટાંકા ઝીણા લેશો તો ક્યારો ગીચ લાગશે. આવા ફુલો, પાદડા, ક્યારા, કળી માટે જ્યોર્જેટ, સેમો, વોયેલ, ઓરગેન્ડીના ફાલતા કાપલાનો ઉપયોગ કરશો તો તમે તમારા વસ્ત્રની કિંમત જાસ્તી લઇ શકશો. માટે હંમેશા રંગીન ફાલતા ટુકડાઓ નાંખી ન દેતા ઉપયોગમા લેવાં મહેનત કરશો.

## FIXED TIE.

કોઇ વસ્ત્રને કોલર અથવા કમર પર ટાઇ જેવા બે છુટા તુકડા માલમ પડશે તો તે કેમ બનાવશો?

એક ૨½ ઇંચ પહોળી, ૧½ ફુટ લાંબી પટી લઇ તેના બે સરખા ૯" ના ટુકડા કરો. એક ટુકડાની જમણી બાજુના છેડાથી ૩" ઉપર એક પોઇંટ કરી બીજા છેડા સાથે આ પોઇન્ટ જોડી કાપી નાંખો. બીજા ટુકડાને પહેલાં ૧" લંબાઇએથી ટુકા કરીને ઉપર પ્રમાણે ૩" ની પોઇન્ટ કરી છેડા સાથે જોડી કાપી નાંખો. આ બંને ટુકડાને ઉપરથી પહોળાઇમાં સાથે રાખી ફાંક મારી ખેંચવું અને ૧" જેટલું પહોળું રહે તે પર ½" પટી સોવી લઇ ફ્રોક પર ટાંકો. જુઓ ચીત્ર C–2. આ તમારો ફીક્ષ્ડ ટાઇ.

## બો.

૯" લાંબી, ૩" પહોળી પટીને ઉલટે પડે સિલાઇ કરી ઉથલાવી નાંખી પટીના બે છેડાને પછવાડે વાળી એ વાળેલા છેડાઓ સાથ વચમાંથી ફાંક મારી ફાંક ખેંચવી. આ ફાંક ખેંચતા વચમાં ¾" જેટલી ચુર થાય કે ટાંકા મારી દેવા. એક ½" ની પહોળી અને ૨" લાંબી પટી આ ચુરવાળા ભાગ પર ચીટકાવી લઇ પછવાડેથી આ પટીના ભાગને ટાંકા મારી દેવા. આ તમારો બો થયો. જુઓ ચીત્ર C–4.

## પાઇપીંગનો બો.

પાઇપીંગ યા રંગીન તૈયાર કોર્ડને ચીત્ર C–3 પ્રમાણે બો બનાવી કપડાં પર ટાંકશો તો સાદુ વસ્ત્ર જરા શોભિતું બનશે,

## બૈરાંની ચદ્દી.

કપડું :—૩૦" પનાનું ૩/૪ વાર.

માપ :—થાપાનો ઘેરાવો ૩૬", ખસ્તક યાને ડ્રેસીંગનું માપ ૧૩", જાંગનો ઘેરાવો ૨૨".

૧૮" લાંબો અને ૩૦" પહોળો બ્રાઉન પેપરનો કાગજ લેવો અને લંબાઇ પહોળાઇની ડબલ ઘડી કરો એટલે તમારી પાસ ચાર પડ વાળેલું કાગજ ૯" × ૧૫" બનશે.

૯" થાપાના ઘેરાવાનો ચોથો ભાગ થયો. ૧૫" ખસ્તકના ઘેરાવા માટે છે. ઉપલા માપમાં ૧૩" ખસ્તકનું માપ છે, તો ૧૫" શા માટે લીધું તે એક સવાલ ઊભો થાય છે, બાનુઓની ચદ્દીઓમાં હમેશા ખસ્તકના માપ કરતાં ૨" વધારે લેવું ત્યારે ૧૫" ખસ્તનું માપ થશે. આ ખસ્તકના માપને ઘણાંકો ડ્રેસીંગનું માપ કહે છે. પ્લેટ નં૦ ૨૪, ચીત્ર D. માં તમારી EAHR ઘડી કીધેલા કાગજનો એક ભાગ છે. AR વાળેલો ભાગ તમારા થાપાનો ઘેરાવો બતાવે છે અને HR ડ્રેસીંગનું માપ બતાવે છે. પોઇન્ટ A થી ૨½" થી ૩" અંદર પોઇન્ટ I માર્ક કરો. પોંઇન્ટ I થી જાંગના ઘેરાવાનું જે માપ હોય તેનું અર્ધું કરી એટલે ૧૧"નું માપ લાઇન EA પર આડકત્રે પોઇન્ટ M માર્ક કરો. MI જોડી દેવો. આ તમારી જાંગનું માપ થયું. એકદમ ફીટ જો ન જોઇતું હોય તો ૧" થી ૨" લુઝ લેવું. MI લાઇન પર ગોળાકારે MXI દોરો. આ ગોળાકાર લાઇનિ કાપો. આ તમારી ચદ્દીનો એક કાપ બનશે. વચમાંથી ઘડીના સળ કાપી નાંખો એટલે તમારી પાસે બે સરખા ભાગ થશે. એમાંના એક ભાગને ફ્રન્ટનો કાપ બનાવવા ગોળાકાર MXI લાઇન પર વધું ૧" ગોળ પહોળો આકાર દોરો. જુઓ ચીત્રમાં MYI લાઇન. આ તમારા આગલા બે પાઇજાનો ફ્રન્ટ કાપ થયો. તમે જો બે કાપ છુટા નહિ કરશો અને કાગજ પર એમજ ઉપલા ભાગનો ગોળ પહોળો કાપ દોરશો તો તમને IR આગળ સાંધો કરવો પડશે નહિ. લેંફો બનાવવો હોય તો કપડું વેતરતી વેળાએ લેંફા અને સિલાઇ માટેનું જાસ્તી કપડું લેવા વિસરશો નહિ.

### સિલાઇ કરવા વિષે.

બધા સાંધા ફ્રેન્ચ સીમે સિલાઇ કરી લેવા. લેંફો કરી લાસ્ટીક કે નાડું પોવું. પાઇજાની કોર ઝીણી વાળી સિલાઇ કરવી અને તે પર એસકાર્ટ વધારવા પટલી લેસ શોભા માટે ટાંકવી. જો તમને પાઇજામાં લાસ્ટીક પોવી હોય, તો પાઇજાનો ગાળો મોટો રાખી નીચેથી નાનો લેંફો કરી લાસ્તીક પોવી. આ તમારી સાદી ચદ્દી થઇ.

તમારી નજર ફેશન પ્લેટ નં૦ ૪૪ પર દોડાવો. ફેશનો માટે આપણે બહુ લંબાણુથી લખ્યું છે અને હું આશા રાખુ છું કે તમે ચડ્ડીની ફેશનના ચીત્રો નં૦ ૩૭૯ થી ૩૯૬ જોઇ તમે બહુ સહેલાઇથી જાતજાતની ફેન્સી ચડ્ડીઓ તૈયાર કરી શકશો.




ફેશન પ્લેટ નં૦ ૪૪.

## PLAIN KNICKER યાને લેંઘો.

કપડું :—૩૦" પનાનું ૧½ થી ૧¾ વાર.

માપ :—કમરનો ઘેરાવો ૨૮".
થાપાનો ઘેરાવો ૩૬".
પગની જાંગનો ઘેરાવો ૨૨".
ગુઠણનો ઘેરાવો ૨૦".
નીકરની લંબાઇ ૧૭".
ડ્રેસીંગનું માપ ૧૩"+૨"=૧૫".

નીકર હંમેશા કમરમાંથી ઢીલો રાખવો અને તે માટે કમરના ઘેરાવાનું માપ ન લેતાં કમરના કાપમાં થાપાના ઘેરાવાનું માપ લેવું. આ કાપ માટે થાપાનો ઘેરાવો ૯" થશે.

બ્રાઉન પેપરની જમણી બાજુએ EK લાઇન દોરો. (જુઓ પ્લેટ નં૦ ૨૫, ચીત્ર A.) આ EK નું માપ જે કમરનું માપ રાખવા ધાર્યું છે એટલે ૯" (થાપાનું માપ) લેવું. પોઈન્ટ E ની ૬" નીચે પોઇન્ટ N માર્ક કરો. તમો વિચારશો કે આ ૬" શું હિસાબે લેવું. સાધારણ કદના બાનુઓ માટે કમરથી થાપાની લંબાઈ ૫" છે. લાંબાઓ માટે ૬" લેવું. પણ બન્ને માટે ૬" લેશો તો વાંધા જેવું નથી. પોઈન્ટ N થી થાપાના ઘેરાવાનું માપ પણ ૯" છે, તો તે માપે લાઈન NS દોરો. પોઇન્ટ E થી ડ્રેસીંગનું જે ૧૫" માપ છે તે માપ ની એક પોઇન્ટ A માર્ક કરો. પોઇન્ટ A થી જાંગના ઘેરાવાનું અર્ધું માપ એટલે ૧૧" ની એક લાઇન AH દોરો. પોઈન્ટ E થી નીકરની લંબાઈનું જે માપ હોય ઉપર મુજબ ૧૭" છે તો તે માપ લઈ એક પોઇન્ટ M માર્ક કરો. આ M થી ગુંઠણનો ઘેરાવો અથવા નીકરની લંબાઇ લીધી હોય તે બાગની ગોળ ફરતું માપનું અર્ધું કરી લાઇન MO ૧૦" ની દોરો. OH જોડીને HS ગોળાકારે જોડો. SK ને પણ જોડી દો. આ તમારો MANEKSHO સાડી નીકરનો કાપ થયો.

### કપડું વેતરવા અને સિલાઇ કરવા વિષે.

ડબલ ઘડી કીધેલી કપડાંની કિનારીએ MANE સાઇડે મુકો અને કાપ પ્રમાણે કપડું વેતરો. આ પ્રમાણે ઘડી કીધેલા કપડાનાં બે કાપ કાઢશો, તો એક નીકર વેતરેલો ગણાશે. કપડું લાંબુ ન હોય તો ચાર છુટા કાપ વેતરશો તો એક નીકર ઉતરશે. ઉપરનો લેંફો અને નીચે પાઇજાની મોરી તથા સિલાઇ માટે ઘટતું જાસ્તી કપડું લેવા યાદ રાખજો.




ફેશન પ્લેટ નં૦ ૪૨. (જુઓ પાનું ૧૪૫)




ફેશન પ્લેટ નં૦ ૪૩. ( જુઓ પાનું ૧૪૫)

KSHO એકેક સાથે ફ્રેન્ચ સીમે સીલાઇ કરવી. ઉપરનો લેફો કરી મોરીની ઝીણી કિનારી અથવા લાસ્ટીક કરવી હોય તો જરા પહોળી કરી સિલાઇ કરવી. જો નીચે મોરીમાં ફ્રીલ યા ગેધર કરવી હોય તો કપડું કાપતી વેળાએ વધારે કપડું લેવું.

## ટુકું પાટલુન યાને SHORT.

કપડું:—૩૦" પનાનું ૧½ વાર.

માપ:—નીકરનો કાપ.

પાટલુનની લંબાઈ ૨૦" અને નીચેનો પાઇજાનો ઘેરાવો ૨૨".

ફરી પાછી તમારી નજર નીકરના કાપના પ્લેટ નં૦ ૨૫ ના ચીત્ર A માં દોડાવો. આની અંદર થોડો વધારો કરશું તો ટુકા પાટલુનનો કાપ કાઢી શકશું. નીકરની લંબાઇની લાઇન EM ૧૭" ની હતી. પણ પાટલુનની લંબાઇ ૨૦" છે. તો પોઇન્ટ M થી ૩" પર પોઇન્ટ L માર્ક કરો. પોઇંટો ML લાઇન દોરી જોડો. L થી એક ઉભી લાઇન LP પાઇજાના ઘેરાવાના અર્ધા માપ જેટલી એટલે ૧૧" ની દોરો. P અને H મેળવી દો. આ તમારો ફ્રન્ટનો કાપ થયો.

પાટલુનની કમર આગળની ગોળાઈ નીકર કરતાં નાની રહેવી જોઇએ કારણ નીકરની અંદર થાપાના ઘેરાવાનું માપ કમર માટે રાખ્યું હતું. પાટલુન કમર પર બંધ બેસ્તું કરવા લાઇન KE ના કાપમાં એક ચમતો લેવો. આ પ્રમાણે કર્યાથી કમરનું માપ કમર પ્રમાણેનું થઇ શકશે. જો તમને ચમતો ન ગમતો હોય તો પોઇન્ટ K અને E થી ½" અંદર પોંઇન્ટ Z અને B માર્ક કરી ZS અને BN જોડી દેશો તો પણ ચાલશે.

## પાટલુનનો એક કાપ.

આ ફ્રન્ટ કાપની અંદર થોડો વધારો કરવાથી બેક કાપ તૈયાર થશે, પાટલુનની પછવાડે ઉપરથી બે ખુણા યાને ત્રિકોણ જેવા ઘાટ વચમાંથી જોવા મળે છે તો તે માટે જો ચમતાવાળું પાટલુન બનાવવું હોય તો પોઇન્ટ K થી ૧½" ઉપર પોઇન્ટ W માર્ક કરી KW જોડવી. W અને E જોડી દેવી તેજ પ્રમાણે ચમતા વગરના પાટલુનમાં પોઇન્ટ Z થી ૧½" પર W માર્ક કરી ZW જોડી દો. W અને B લાઇન દોરી જોડી દો. પોઇન્ટ W આગળ તમે ગોળ ખુણો પણ કરી શકશો. KW અને ZW ના ખુણા સીલાઇ કરતી વખતે એકજ સાંધો ન બનાવતાં બંને ખુણાની સીલાઇ છુટ્ટી કરશો તો પછવાડે બે ખુણા થશે.

## BELT યાને પટાવાળું પાટલુન.

બેલ્ટવાળું પાટલુન કરવા નવો કાપ કાઢવાની જરૂર નથી, પણ જેટલો પહોળો બેલ્ટ કરવો હોય તેટલો કાગળનો કાપ વાળી દેવો. પછી કપડું વેતરવું. બેકનો કાપ બેલ્ટવાળા પાટલુન માટે WZ અથવા WK થી બેલ્ટની પહોળાઇ ન માપતા KE અથવા ZB થીજ માપવી. કારણ બેલ્ટના પાટલુનમાં આ પછવાડેનું વધારાનુ માપ કાંઇ ખપ આવતું નથી કારણ બેલ્ટવાળું પાટલુન પછવાડેથી પણ ફ્રન્ટની માફક સીધું રાખવામાં આવે છે.

## કપડું વેતરવા વિષે.

ઉપલા કાપ પ્રમાણે જે જાતનું પાટલુન જોઇતું હોય તે પ્રમાણે સિલાઇનું રાખી વેતરી લેવું. બાનુઓના પાટલુનમાં મરદોના પાટલુન માફક ઘણુંકો પહોળા સાંધા નથી બનવતા પણ ફ્રેન્ચ સીમે સીલાઇ કરે છે. બેલ્ટવાળા પાટલુન માટે કમરની ગોળાઇ જેટલો અને પહોળાઇમાં જેટલુ જોઇએ તેટલુ પટાનું કપડું સિલાઇ રાખી વેતરી લેવું. પાટલુનના ઉપલા ભાગને ઉથલાવેલી પટી આપી પહેલાં તે પટીને KE અથવા ZB ની લાઇન સાથ મસીન મારીને વાળી પટીની બીજી કોરે પાટલુનના કપડાં સાથ ઓટન કરી ટાંકવી. કોઇ બંને બાજુથી ૪" જેટલા ભાગ ઉઘાડા રાખે છે અને તે પર સ્ટડ બટન કરે છે. કોઈ વળી ડાબી બાજુ ઉઘાડી રાખી સ્ટડ–બટન કરે છે. કોઇ બેલ્ટની ફેશનમાં ડાબી બાજુ ઉઘાડી રાખી તેને સ્ટડ બટન કરી બેલ્ટનો એક છેડો વધુ લાંબો રાખે છે. આ લાંબો છેડો ફ્રન્ટની અંદર ફેન્સી બટનથી બંધ કરવામાં આવે છે. પાટલુનમાં ફેશન આવતી નથી, પણ તે છતાં જો તમે ફ્રન્ટમાં ફેન્સી બટનો ટાંકશો અથવા બહારથી ખિસા આપી એમ્બ્રોઇડરી કરશો યા ફેશનએબલ પાટલુન પર બહારની કિનારીએ તૈયાર રંગીન કોર્ડ ટાંકશો, તો તમે ઘણીક જાતના ફેનસી પાટલુનો તૈયાર કરી શકશો.

## ફ્લેરનું પાટલુન.

કપડું :—૩૦" પનાનું ૨½ વાર.

માપ :—ટુંકા પાટલુનનો કાપ. (ZB ટુંકી કીધેલી સાઇડવાળું).

પાટલુનનો ઉપલો ભાગ તો કાપ પ્રમાણેજ વેતરાશે, પણ નીચલા ભાગે એટલે પાઇજામાં આપણને ફ્લેર બનાવવી છે. કાગળ પર તમારા પાટલુનના કાપની BNM સાઈડ બ્રાઉન પેપરની કિનારીએ મૂકો. MO, એ પાટલુનના પાઇજાનું માપ છે અને H ડ્રેસીંગના છેડાનું માપ છે. MO લાઇન ૪" યા ૬" વધુ લંબાવો. હવે પાટલુનના પાઇજાની લાઇન MOX થઇ. X ને

H સાથે જોડી દેવો. આ વધુ લીધેલા ભાગથી પાટલુનની મોરી આગળ flare પડશે. ઉપર બેલ્ટ કરવા માટે કાપ પ્રથમથીજ વાળી કાગજ પર મૂકવો. જુઓ પ્લેટ નં૦ ૨૪, ચીત્ર DI. આપણે ઉપર ત્રિકોણ કાગજ લીધું, તે એટલા માટેજ કે તમે જેમ મટન સ્લીવ બાંય વેતરી તેમ વેતરવા ધ્યાન રહે તેટલા માટે છે. ત્રિકોણ ઘડી ન થતી હોય તો પાટલુનનો કાપ કપડાં પર આડકત્રે મૂકી કાપવો. સાદા પાટલુન માફક સીલાઈ કરવી.

## પ્લીટ યા બોક્ષનું પાટલુન.

કપડું :—૩૦" પનાનું ૨½ વાર.

માપ :—પાટલુનનો KE લાઇનવાળો કાપ.

## કાગજનો કાપ કાઢવા વિષે.

૧" ના બોક્ષમાં ૩" કપડું જાય છે, એ તો તમે જાણો છો. એક કાપમાં બે બોક્ષ બનાવવા ૬" કપડું જાસ્તી જોઇશે. દરેક બોક્ષનું એક પડ તો આપણા કાપના માપમાંજ આવે છે, માટે જો બે બોક્ષ બનાવવા હોય તો આપણને તે માટે જાસ્તી ૪" કપડું જોઇશે. હવે પાટલુનનો કાપ MEKHO જેટલા બોક્ષ લેવાના હોય, યાને જેટલું કપડું બોક્ષ માટે જાસ્તી લેવું હોય, તેટલા ઇંચે કાપ કપડાંની ઘડીથી દૂર પીન કરવો. જુઓ પ્લેટ નં૦ ૨૪, ચીત્ર E. MEKHO તમારા પાટલુનનો કાપ, XY કપડાંની કિનારી અને E માર્ક કરેલો આખો ભાગ પ્લીટ યા બોક્ષ માટે કપડું જાસ્તી લેવા માટેનો છે. જો પ્લીટ યા બોક્ષવાળા પાટલુનને બેલ્ટ કરવો હોય, તો પહેલાંથીજ બેલ્ટના માપનો કાપ વાળી દઇને કપડું વેતરવું. બેલ્ટની સિલાઇ કરતી વેળાએ બેલ્ટની અંદર પ્લીટ યા બોક્ષ ગોઠવી લેવી. જો બોક્ષ યા પ્લીટને પાટલુનની મોરીથી ૬" થી ૮" જેટલા ઉઘાડા રાખશો યાને સિલાઈ નહિ કરશો તો પાટલુન પાઇજા આગળથી ઘાઘરા યાને સ્કર્ટ જેવો લાગશે.

## લાંબું પાટલુન યાને SLACK.

કપડું :—૩૦" પનાનું ૩—૪ વાર.

માપ :—ટુકા પાટલુનનો કાપ.

પાટલુનની લંબાઇ ૪૦", મોરીનો ઘેરાવો ૨૦", કમરથી ગુંઠણની લંબાઇ ૨૩", અને ગુંઠણ આગળનો ઘેરાવો ૨૨".

લાંબા બ્રાઉન પેપર પર ટુકા પાટલુનનો કાપ મુકો. ટુકા પાટલુનના કાપની HA લાઇનની નીચેનો ભાગ વાળી દેજો યા તો HA લાઇન કાપી નાંખશો, તો વાંધો નથી. પોઇન્ટ E થી પાટલુનની જે ૪૦" લંબાઈ છે તે બ્રાઉન પેપરની

કિનારી પર G પોઇન્ટ માર્ક કરો તેજ પ્રમાણે કમરથી ગુઠણની લંબાઇ ૨૩" છે, તે E થી ૨૩" પર પોઇન્ટ Y માર્ક કરો. પોઇન્ટ Y થી ગુઠણની ગોળાઇનો અર્ધો ભાગ એટલે ૧૧" ની લાઇન YX દોરો. G થી મોરીના ઘેરાવાનું અધું એટલે ૧૦" ની લાઇન GR દોરો. પોઇન્ટો R X H લાઇન દોરી જોડી દેવો. ટુંકા પાટલુનના કાપની આસપાસ લાઇન દોરો. KENAYGRXHS ફ્રન્ટ સ્લેકનો કાપ અને W વાલા ભાગ સાથનો બેક સ્લેકનો કાપ થશે. જુઓ પ્લેટ નં૦ ૨૫, ચીત્ર B.

## સિલાઇ કરવા વિષે.

ટુંકા પાટલુન પ્રમાણે સિલાઇ કરવી. Slack નું કપડું વેતરતી વખતે મોરી વાળવા માટે જે જાસ્તી કપડું લેતા હો તેના કરતાં ૪" જાસ્તી કપડું વધુ લેવું. કારણ, મોરી નીચેથી પાછી ઘડી કરી ઉપર વાળવી પડે છે, તે માટે જાસ્તી કપડું લેવા ધ્યાન રાખશો. Slack ના ચીત્ર માટે જુઓ પ્લેટ નં૦ ૨૫, ચીત્ર B.

## લેડીઝ કોટ.

કપડું:—૩૦" પનાનું ૨½ થી ૩ વાર. ડબલ બ્રેસ્ટ માટે ૩½ થી ૪ વાર.

માપ:—બ્લાઉઝનો કાપ.

કોટની લંબાઈ ૨૦".

જે વખતે તમે બ્લાઉઝના કાપો કાપવાની શરૂઆત કરી, તે વેળાએ મેં તમને જણાવેલું કે ફક્ત બ્લાઉઝનોજ કાપ શીખ્યાં, તો આખું દરજીનું કામ શીખ્યા બરાબર છે. જેમ જેમ તમો આગલ વધતાં ગયાં અને જાત જાતના વસ્ત્રો વેતરતાં ગયાં તેમ તેમ તમને ખાતરી થઇ હશે કે ખરેજ, બ્લાઉઝનો કાપ જાણવાથી બાનુઓના બીજાં વસ્ત્રો વેતરવા બચ્ચાંની રમત થઇ પડે છે. તેજ પ્રમાણે આપણે બ્લાઉઝના કાપની ઉપર થોડોઘણો સુધારો વધારો કરી "લેડીઝ કોટ" પણ વેતરી શકશું.

તમારા બ્લાઉઝનો કાપ કાઢો. બ્લાઉઝ કરતાં કોટની લંબાઇ અધિક હોય છે. તમારા બ્લાઉઝની લંબાઈ ૧૭" હતી, જ્યારે અહીંયા કોટની લંબાઈ ૨૦" છે. આથી બ્લાઉઝ કરતાં કોટ ૩" લાંબો છે, તો પહેલાં ૩" બ્લાઉઝની લંબાઇમાં કેમ વધારવો તે જોઇએ. એક બ્રાઉન પેપરનો ટાવ લઇ તે પર બ્લાઉઝનો કાપ જે પ્રમાણે ડબલ બ્રેસ્ટ બ્લાઉઝ બનાવતાં બ્રાઉન પેપર પર ગોઠવ્યો હતો, તેમ બ્રાઉન પેપર પર ૪" ઉપર ગોઠવો. બ્લાઉઝ કરતાં કોટનો ફ્રન્ટ કાપ હમેશાં ૨" ઘેરાવામાં જાસ્તી રાખવા યાદ રાખવું. કોટના આગલા બે પડમાં આ વધારાનું ૨" કપડું લેવું. બેક માપ પ્રમાણે વેતરવો. ફ્રન્ટના

એ પડમાં ૨" જાસ્તી માટે અને હરેક પડે ૧" બટન અને હોલની કોરો એક પર એક પડે તે માટે બધું મલી ૩" કપડું બંને પડે જાસ્તી લેવું. જુઓ પ્લેટ નં૦ ૨૬, ચીત્ર LADIE'S COAT.




પ્લેટ નં૦ ૨૬.

પ્રથમ બ્રાઉન પેપરના જમણી બાજુએથી ૧" છોડી એક ઊભી લાઇન ML દોરો. કિનારીથી હવે ૪" ઉપર બ્લાઉઝનો કાપ ROSHAN (વી શેપ ગાળાવાળો કાપ) વી શેપ ગાળાની ખભાની R પોઇન્ટ લાઇન ML પર મૂકો અને પીન કરો. બ્લાઉઝના કાપની આજુબાજુથી કાપનો આકાર દોરો, પીન કાઢી નાંખી પોઇન્ટ M થી કોટની લંબાઇ માટે ૨૦" માપી ઊભી એક લાઇનિ YZ દોરો.

બ્લાઉઝના કાપની નીચેનો ગોળાકાર, લાઇન HS ની બરાબર નીચે YZ ની લાઇન પર મૂકો અને પાછો ગોળાકાર TF દોરો. આ આકાર નીચે પડતાં જરા વધુ પહોળો થશે તે યાદ રાખજો. બ્લાઉઝનો કાપ ઉંચકી લઇ H અને T જોડી દો. FSO લાઇનિની નીચે ૩" પર એક લાઇન VP દોરો. આ ૩" ની લાઇનિ દોરવાથી ૨" વધારાના ઘેરાવા માટે અને ૧" દર પડ માટે જાસ્તી થશે. બ્લાઉઝના વી શેપની RO લાઇનિ આ VP દોરેલી લાઇનિ સુધી લંબાવો, જે VP લાઇનને U આગલ મળશે. પોઇન્ટો M ને U જોડો. હવે RUM એક ત્રિકોણુ ભાગ બનશે. UM લાઇનિ કાપો. UM લાઇન કાપ્યા પછી જો તમે કાગળને RU લાઇનિ આગળથી વાળશો તો RUM કોટનો ઓપન-કોલર બનશે. જુઓ ચીત્રમાં ડોટેડ લાઇનિ RM અને MU. પોઇન્ટિ V આગલા ભાગનો કોટનો નીચેનો ભાગ છે. આ પોઇન્ટથી તમે જાતજાતના આકારો દોરશો તો કોટની નીચેની બોર્ડરોની ફેશનમાં વધારો થશે. પહેલો એક આકાર જેમ સામેની પોઇન્ટ T આગળ હોય તેમ કર્યાથી એક આકાર બનશે. બીજો વધારે ગોળાકાર ડોટેડ X લાઇનથી ચીત્રમાં બતાવ્યો છે. લાઇન W પ્રમાણે કાપવાથી વધુ એક આકાર બનશે. આ પ્રમાણે તમે મનપસંદ આકાર કાઢી કોટની ફેશન દીપાવશો. કોટનો કોલર તમને વધુ પહોળો જણાય તો તે મનપસંદ UM લાઇનિ અંદરથી કાપવે પહોળાઇમાં ઓછો બનાવી શકશો. કોલરની M પોઇન્ટ બાંયના બગળનાં ગાળાની લાઇનને લાગે ત્યાં સુધી રાખશો તો કોલર શોભિતો લાગશે. બીજા રંગના કપડાંના આવા કોલરો બનાવ્યાથી વધુ દીપે છે. આ પ્રમાણે તમે ફ્રન્ટ કાપ ઓપન વી શેપ કોલર સાથ કરી શકયા છો. RUM વધુ પહોળો બનાવવા મનપસંદ વધુ પહોળાઇ જેટલા ભાગનો બીજો બ્રાઉન પેપરનો ટુકડો કાપી પીન કરજો અને પછી વેતરજો.

નીચેનો આકાર જેવો જોઇએ (V અથવા લાઇનો X અથવા W) ત્યાંથી શરૂ કરી VTHA NRMU કાપવાથી ફ્રન્ટ કાપ કપડું વેતરવા તૈયાર થશે.

## લેડીઝ કોટનો બેક કાપ.

લેડીઝ કોટનો બેક કાપ લંબાઈમાં ૨૦" જેટલો કરવાનો છે તો તે ફ્રન્ટ કાપ પ્રમાણે કરી લેજો.

## બેક કાપનો કોલર.

લેડીઝ કોટનો ફ્રન્ટ કોલર તો ફ્રન્ટના કાપમાંજ કાઢેલો છે, પણ બેકના કાપનો કોલર છુટો વેતરવો પડશે. બેકનો કોલર ૨½" થી ૩" પોહળો રાખવો. ગળાનું માપ ૩" છે. ચીત્રમાં MR ડોટેડ લાઈન જોશો અને તૈયાર કોટ તપાસશો, તો તમને માલમ પડશે કે એ લાઈનની ઉપર પણ બેક કોલરનો થોડો ભાગ લંબાય છે. ત્યારે બેકના કોલરનો કાપ નીચે પ્રમાણે કાઢવો. ચીત્રમાં MR લાઈન પર ડોટેડ લાઇનોથી બતાવેલો કોલર તપાસો. બેક કાપ સાથનો કોલર પોઈન્ટ M થી ૧½" દૂર રાખવો. MR ના માપમાંથી ૧½" બાદ કરી બેક કોલરના માપમાં ઉમેરવું. MR નું માપ ૪½" હોય તો ૧½" બાદ કરવાથી ૩" થાય. આ ૩" નું માપ બેકના કોલરમાં ઉમેરશો તો ૬" લાંબો કાપ થશે.

એક બ્રાઉન પેપરનો ટુકડો ૭" લાંબો અને ૩" પહોળો કાપો. જમણી બાજુથી ૧" છોડી એક ઊભી લાઈન XZ દોરો. જુઓ પ્લેટ નં૦ ૨૬, ચીત્ર BACK COLLAR. આ ચીત્રમાં બતાવ્યા પ્રમાણે FIZX બેક કોલરના કાપ માટેનું કાગજ થયું. પોઈન્ટો Z ને X અને I ને X ની વચ્ચે O ને R પોઇન્ટો કરો. પોઇન્ટો O અને R ગોળાકારે જોડવી. ROZ લાઈન કાપશો તો બેક કોલર FIROZ નો કાપ તૈયાર થશે.

જો તમે બેક કોલરની છેડે જુદો આકાર આપવાનો વિચાર કરતાં હોય, તો જે પ્રમાણે કોલરના વિષયમાં આકારો દોર્યા હતા, તેજ પ્રમાણે આ આકારની પોઈન્ટ Z ની ¾" અંદર યા Z ની ¾" બહાર પોઈન્ટ X માર્ક કરી, પોઇન્ટ O સાથ લાઈન દોરી OX કાપજો. જુઓ ચીત્રમાં ડોટેડ લાઇન OX. આ પ્રમાણે તમે બેક કોલરના ત્રણ આકારો કરી શકશો.

## કોટનું કપડું વેતરવા વિષે.

ફ્રન્ટના કાગળનો કાપ ઘડી કીધેલા એક કપડાં પર પીન કરો. સિલાઇ માટે જાસ્તી કપડું રાખી વેતરો. જો કે ફ્રન્ટના બે કાપ છુટાજ કરવાના છે, તોપણ ઘડી કીધેલાં કપડાં પર કાઢવાની આદત રાખજો. કદાચને જો કપડું કમી હોય, યાને ઘડી કરી ન કપાય એમ હોય, તો એક કાપ ચન્તે પડે અને બીજો કાપ ઉલ્ટે પડે વેતરજો. જો બેઉ ચન્તે કે બેઉ ઉલ્ટે

પડે વેતરશો તો એકજ સાઇડની બાંયનો કાપ બનશે અને તમારૂં કપડું અને મહેનત ફોકટ જશે. હુમેશાં બ્લાઉઝનો કાપ પણ ઉપર મુજબજ વેતરજો. કોટનો એક કાપ પણ વેતરતાં ઉપલી રીત ધ્યાનમાં રાખજો.

## ફ્રન્ટ ઓપન કોલરનું કપડું વેતરવા વિષે.

ફ્રન્ટનો કાપ વેતરશો તો તે સાથે ફ્રન્ટનો ઓપન કોલર પણ વેતરાશે, એ આપણે ઉપર જોઈ ગયા છીએ. તમે વિચારશો કે બીજો કયો કોલર વેતરવાનો છે? પાછી તમારી નજર પ્લેટ નં૦ ૨૬, ચીત્ર LADIE'S COAT માં દોડાવો. જે RUM કોલર છે, તેને ઉપરથી વાળી દઈશું, તો વાળતાં કપડાંનું ઉલ્ટું પડ ઉપર આવશે. ઉલ્ટા પડનો કોલર તો બને નહિ. માટે જે કોટનું કપડું હોય તે કપડાંનો, આ પછવાડેના ભાગ માટે એક કપડાંનો કાપ વેતરવો પડશે. તમારા કાગજના કાપ પર પોઇન્ટ R થી પોઇન્ટ K (આ પોઇન્ટ K નીચેના ગોળાકારથી ૨" યા ૩" દૂર રાખવી) સુધી એક લાઇન દોરો. જુઓ ચીત્રમાં ડોટેડ લાઇન RK. આ પ્રમાણે RKVUM ના માપનો એક છુટો કાગજનો કાપ કાઢો અને તે પ્રમાણે કપડાંના બે કાપ વેતરો. ઘડી કરી કપડું વેતરજો. કપડું ન હોય તો એક ચન્તે અને એક ઉલ્ટે પડે વેતરવા ભૂલશો નહિ. બ્લાઉઝનો ઓપન કોલર પણ ઉપર પ્રમાણે વેતરજો.

લેડીઝ કોટની સિલાઇ બ્લાઉઝ માફક કરવી.

## એક કાપ અને કોલરનું કપડું વેતરવા વિષે.

એક કાપ પણ કપડાં પર ઘડી કરી વેતરવો. છુટો વેતરવો હોય તો એક કપડાંની ચન્તે પડે અને એક કપડાંની ઉલ્ટે પડે વેતરવું.

૬" પહોળું અને ૧૪" લાંબુ કપડું લઇ તેને ડબલ ઘડી કરો, (પહોળાઈ અને લંબાઈની ઘડી) તે પર એકનો કોલરનો કાપ પીન કરો અને કાપ પ્રમાણે કપડું વેતરો. સિલાઇ માટે જાસ્તી લેવા વિસરશો નહિ.

## કોટની સિલાઇ.

કોટના ઓપન કોલર માટે વેતરેલા બે છુટા કપડાંના ટુકડાને કોટના ફ્રન્ટના બે ઉઘાડા ભાગ સાથ જોડવાના છે. આ છુટા વેતરેલા કપડાંની ચન્તી સાઇડ સાથે રાખી ઓપન કોલરનો M છેડો ૧½" જેટલો સિલાઇ કરવો. M થી UV અને નીચેની કોટના ઘેરાવાની VK પોઇન્ટ સુધી સિલાઇ કરવી. MR ની આખી લાઇન સિલાઇ કરવી નહિ. M નો ખુણો અને નીચેનો ગોળાકાર પર અસ્તરી મારી ફરી ચન્તે પડે મસિનની સિલાઈ કરવી. આ

પ્રમાણે બન્ને ભાગો તૈયાર કરવા. જે પ્રમાણે બ્લાઉઝમાં સિલાઈ કરી હતી તેજ પ્રમાણે કોટમાં પણ સિલાઇ કરવી અને તૈયાર કરવો. કોટની બેકની નીચેની બોર્ડર અને ફ્રન્ટની K પોઇન્ટથી રહી ગયેલી બીજી બોર્ડર માટે બોર્ડર વાળવા જાસ્તી કપડું લેવા ધ્યાન રાખશો. કપડું ન હોય તો છુટી ઉથલાવેલી પટીએ તૈયાર કરજો. બેકનો કોલર જે ડબલ પડનો વેતરેલો છે તેનો નાકેનો ખુણો Z બરાબર બનાવવો. તેનો નાકેનો ખુણો (ઉલ્ટે પડે મસીન મારી અન્તે પડે ઉથલાવી) Z બરાબર બનાવવો. કોલરના વીષયમાં સમજાવ્યા પ્રમાણે બેક કોલર કોટ સાથે સીલાઈ કરી લેવો. આ બેકનો કોલર પોઇન્ટ M ખુણાથી ૧½" સીવેલા ભાગ છોડી ટાંકવો.

જે પ્રમાણે બ્લાઉઝના ચમતા લીધા હતા, તેજ પ્રમાણે લેવા, જેથી કોટ બરાબર બંધ બેસે.

## ડબલ બ્રેસ્ટ કોટ.

કપડું :—૩૦" પનાનું ૩ થી ૩½ વાર.

જો ડબલ બ્રેસ્ટ કોટ કરવો હોય તો પહેલાંથી જે કાપ આપણે કાગળની કિનારીથી ૪" દૂર મૂકયો હતો, તે ડબલ બ્રેસ્ટ વખતે ૨" થી ૩" જાસ્તી લઈ એટલે ૭" (૪" + ૩" = ૭") ઉપર મુકવો. જેમ નીચેની પોઇન્ટ V અને Z વચ્ચે ૧" નો ફરક છે તેમજ ૧" નો ફરક રાખવો.

કોટની કિનારીએ જાતજાતની રંગીન કોર્ડ ટાંકશો તો ફેશનમાં વધારો થશે ઉપરાંત એમ્બ્રોયડરી કરવાથી ઓર ફેશન વધશે. જ્યારે પણ તમારે એમ્બ્રોયડરી કરવી હોય, ત્યારે કોટના ભાગોની સિલાઈ કર્યા પહેલા એમ્બ્રોયડરી કરી લેવી. ખિસાંને એમ્બ્રોયડરી કરશો તોપણ કોટ વધુ દીપશે.

## કોટની બાંય.

બાંય માટે બાંયનું પ્રકરણ વાંચો.

## કોટી.

કપડું :—૩૦" પનાનું ૧½ વાર.

કોટી એ કોટનું વાછરડું કહેવાય. બૈરાઓની ફેશન માટે જેટલું લખીએ એટલું ઓછું છે. આ કોટનું નાનું ફેશનેબલ બચ્ચું જેને આપણે કોટી તરીકે ઓળખીએ છીએ, તેનો કાપ કાઢવો બહુ સહેલો છે. બ્લાઉઝનાં કાપ કરતાં કોટીનો કાપ ઘેરાવામાં ૨" જાસ્તી રાખવો અને જેટલી લાંબી કોટી જોઇએ, કારણ કોઇને કમર સુધીની જોઇશે અને કોઈને કમરથી પણ ઉપર



ફેશન પ્લેટ નં૦ ૪૬.




ફુશાન પ્લેટ નં૦ ૪૭.

જોઇશે, તો તે પ્રમાણેની લંબાઈ લેવી. ફ્રન્ટમાં પણ કોઇ બટનવાળી હશે, તો કોઇ બે લટકટા હાથીના કાન માફક હવામાં ઉડતી હશે. હવે તમે આટલું જાણ્યું તો કોટી માટેના કાપ તો તમે જરૂરજ વેતરી શકશો.

## ફેશનના ચીત્રો.

ફેશન પ્લેટ નં૦ ૪૫, ૪૬, ૪૭ માં ચીત્ર નં૦ ૨૭૪ થી ૨૯૬ સુધી તમો કોટ, કોટી, ટુંકુ પાટલુન, સ્લેક વગેરેના ચીત્રો જોશો. આ ચીત્રો માટે વધુ લંબાણ કરવાની કશી જરૂર નથી, કારણ આગળા ચીત્રોમાં તથા ચોપડીના બીજા ભાગોમાં આપણે ફેશનનો દરેક વિષય બહુ લંબાણથી જોઈ ગયાં છીએ. તેજ પ્રમાણે ફેશન પ્લેટ નં૦ ૧ ને ૨ માં ચીત્ર ૩૯૭ થીં ૪૦૭ જેમાં બ્લાઉઝોના ચીત્રો આપેલાં છે, તે માટે પણ તમને સમજણ આપવાની હવે જરૂર રહી નથી. હવે તો તમે જરૂરજ ફેશનબુક પરથી ફેશન કાઢી તમારૂં કામ આગળ ચલાવવા તે પાક કિરતારની મહેરથી શકિતવાન થયા છો. આપણો આ બાનુઓના વસ્ત્ર બનાવવાનો વિષય ઘાં ખતમ થાય છે. હવે આપણે ભુલકાંઓના પોશાક વસ્ત્ર માટે તપાસીશું.

## નાના ભુલકાંઓનો શણગાર.

નવા વસ્ત્ર પહેરવા કોણને નહિ ગમતું હશે? સર્વેને ગમે એ વાત ખરી, પણ ગરીબ સંસારમાં જો દોકયું કરશું, તો આપણને માલમ પડશે, કે પરણ્યા સંસારમાં નવું પહેરવાનો શોખ માબાપને હોતો નથી; પણ તેઓ પોતાના બચ્ચાંને નવું પહેડાવા રાજી હોય છે. એક ગાય ગુલાબને સારા સપોરમે દહાડે અથવા તેની વર્ષ ગાંઠે નવું પહેરી ફરવાનો કેટલો હોંશ હોય છે, તે તો તમે જાણો છો. માબાપને ગાય ગુલાબો માટે નવા કપડાં કરાવતી વખતે પેટમાં ચમટો તુટે છે, કારણ આજકાલ સિલાઈનું દામ બહુજ હોય છે. આવા ગરીબો પોતાના મનની મુરાદ બર લાવવા કોઇ ગળી ગુંચીનાં ચોંઇનો આશરો લેતાં જણાય છે. તમે પણ તમારી શરૂઆત ગરીબ ઘરેથી શરૂ કરશો, તો તમો તેઓના દુવા આશિષથી વધુ મેળવી શકશો. ગરીબો જાહેર ખબરનો મફતનો છાપો છે. દરેક ગરીબ કરકસરથી દહાડા ગુજારે છે. પોતાના અનુભવો આસપાસ કહેતા રહે છે. આ પ્રમાણે ગરીબો સસ્તી ચીજ કયાંથી ખરીદવી તે પોતાના હમદીન પાસેથી જાણી તેવા સસ્તા વેપારીના નામની જાહેર ખબર આપસ આપસમાં ફેલાવતાં જાય છે. આ પ્રમાણે તમો પ્રથમથીજ થોડે પૈસે સિલાઇ કરશો, તો હલવે હલવે તમારી ઘરાકી વધશે અને સંસાર સુખી બનાવી શકશો. ખુદરતે જનાવર, પક્ષી, ઇન્સાન વગેરેને જન્મ આપ્યો છે અને તે સાથે તેઓના ગુજરાન માટે તેઓને મહેનત કરવી પડે છે. ચલ્યાંઓને પણ પોતાનો દાણો એકઠો કરવા ઉડવું પડે છે. મઈ જેવી કીડીને પણ ખોરાક મેળવવા મહેનત કરવી પડે છે. જો તમો મહેનત કરશો તોજ કમાશો.

તમે જાતજાતની ફેશનો કેમ કાઢવી, કપડાં કેમ વેતરવાં, સિલાઈ કેમ કરવી એ સર્વે માટે માહીતગાર થયા છો. આ ગાય ગુલાબના વસ્ત્રનો શણગાર માટે આ કિતાબમાં ફેશન પ્લેટ નં૦ ૪૮, ૪૯, ૫૦, ચીત્ર નં૦ ૫૮૭ થી ૬૧૮ માં જાતજાતની ફેશનો તમે જોઇ શકશો. આ ચીત્રો પ્રમાણેના કાપ કાપી આ ગાયગુલાબોના વસ્ત્રો વેતરી આ ગાયગુલાબની મીઠી દુવા આશિષો લઇ તમે તમારો ઘરસંસાર આબાદ બનાવજો. તે પરવરના નામથી હરરોઝ કામ શરૂ કરજો અને દરેક કામમાં તેનીજ મદદ માંગતાં રહેજો. ખુદા તમોને સુખી રાખે.

## મશીન એમ્બ્રોયડરી હાથે ભરવા અથવા આરી કામ માટેના ચીત્રો.

તે પાક કિરતારની મહેર અને મદદથી આપણો વિષય પુરો થવા આવ્યો છે. બાનુઓના પોષાક, તથા નાના ગાયગુલાબોનો શણગાર




ફેશન પ્લેટ નં૦ ૪૮.




ફેશન પ્લેટ નં૦ ૪૯.




ફેશન પ્લેટ નં૦ ૫૦.

તરેહ તરેહની ફેશન સાથ કેમ કરવો તે જાણ્યું છે. સ્ત્રીના વસ્ત્રોની સોભા ભરત કામથી ઘણીખરી દીપે છે. દેશદેશની સ્ત્રીઓ જેવી કે ઇજીપ્શીયન, કાશમીરી, ચીનાઇ એ સર્વે ભરતકામ માટે મશહુર છે. આ ભરત કામનો હુન્નર એટલો વિશાળ છે, અને બીજું તો કે આ હુન્નરમાં હું પ્રવીણ નથી છત્તાં, તમો ગરીબ બહેનો માટે થોડાંક સારા ચીત્રો આ કિતાબમાં મેં સામેલ કીધાં છે. તમોને જો હુસ્યાર દરજન થવું હોય, તો મસીન એમબ્રોયડરી, હાથનું ભરતકામ તથા આરીનું કામ શીખવું જરૂરી છે. આ કિતાબમાં આપેલાં ચીત્રોથી તમે તમારા વસ્ત્ર બહુ સારી રીતે દીપાવશો અને પૈસા પણ કમાઇ શકશો.

## કપડાં પર ચીત્રો કાઢવા વિષે.

એક સાદું વસ્ત્ર જો તૈયાર કીધું હોય અને તે પર જો થોડુંકુ ભરતકામ કીધું હોય, તો તે સાદુ વસ્ત્ર પણ બહુ શોભીતું બને છે. જુદીજુદી જાતના ભરતકામો વિષે હું કાંઇ લખી શકતો નથી, પણ ભરતકામ માટે કપડાં પર ચીત્રો કેમ કાઢવાં તે જાણવું અવસ્યનું છે.

આ કિતાબમાં આપેલાં ચીત્રો જો તમોને કપડાં પર ઉતરવાં હોય તો તે કેમ ઉતારશો? એક પાટલું સફેદ કાગજ જેવું કે પતંગ બનાવવામાં વપડાતું કાગજ જેને ટ્રેસીંગ પેપર કહે છે તે લેવું. આ કાગજ કિતાબના ચીત્ર પર મૂકવું અને જોઇતું ચીત્ર તે પર ઉતારી લેવું. આ ચીત્ર ઉતારેલા કાગજને એક કાર્બન પેપર પર મૂકી કારબન પેપર અને કાગજ કપડાં પર પીન કરી કાગજ પર દોરેલું ચીત્ર ફ્રી એક વાર પેન્સીલ વડે ગુંટી જવું. પીનો કાઢી નાંખી કાર્બન પેપર અને કાગજ ઉચકી લેવું. આ પ્રમાણે તમો કપડાં પર ચીત્ર ઉતરેલું જોશો. ઘણીક વેળા કાર્બન પેપરથી કપડું ખરાબ થાય છે. યાને કપડાં પર કાર્બનના ડાઘા પડે છે. તો તે માટે કપડાં પર જે પ્રમાણે ચીત્ર કાઢયું તેજ પ્રમાણે પહેલાં કાગજ પર કાઢવું. પછી આ ચીત્ર કાઢેલું કાગજ જે કપડાં પર ચીત્રનું ભરતકામ કરવાનું હોય તે પર ફાંક મારી ચીટકાવવું. કાગજ પર દોરેલા ચીત્ર પર મસીન એમ્બ્રોઇ-ડરીના "રનીંગના" ટાંકાએ રનીંગ કરી જવું, પછી કાગજ કાઢી નાંખવુ. આ પ્રમાણે તમારા કપડાં પર રનીંગના ટાંકાથી ચીત્ર પડેલું જોશો. આ ચીત્ર પર જે પ્રમાણે ભરતકામ કરવું હોય, તે પ્રમાણે મન પસંદ કરી લેવું.

જે વસ્ત્ર પર એમ્બ્રોયડરી કરવી હોય, તે વસ્ત્રની સિલાઈ કર્યા અગાઉ એમ્બ્રોયડરી કરી લેવું. એક વસ્ત્રની સિલાઈ કર્યા પછી એમ્બ્રોયડરી કરવાની આદત રાખશો નહિ.

537

A B C D E F
G H I J K L
M N O P Q R
S T U V W X
Y Z




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૧.

તે પાક કિરતારે જે મને થોડી અક્કલ આપી તેનાથી તમારે માટે જાતજાતના વસ્ત્ર પર કામ લાગે એવી તરાં આ કિતાબમાં દાખલ કરી છે. ખુણા બનાવવા અને કોલર માટે પણ ડીઝાઇનો જોઇશે. બાંય માટે પણ અને સ્કર્ટ અને બેલ્ટ માટે પણ ડીઝાઇનો જોઇશે. તો આ ચીત્રાનો ઉપ્યોગ કરી તમો વસ્ત્ર શોભાવી શકશો. આ ડીઝાઇનોમાં ફુલો, પાંતરાઓ પણ છુટાં આપવામાં આવ્યાં છે, તો તેવાં ફુલો અને પાંતરાંઓ જાડી યા ઝીણી લાઈનો કરી ડાંખળીઓ બનાવી તમે તમારી મન ગમતી ડીઝાઇનો ઉભી કરી શકશો. તે ઉપરાંત જેમ ફેશનોમાં હેરફેર કરી બીજી ફેશન ઉપજાવી હતી તેજ પ્રમાણે આ ચીત્રોની ડીઝાઇનો એકકની સાથે મેળવી તમે બીજી ઘણી ડીઝાઇનો કાઢી શકશો. આવી ડીઝાઇનો પહેલાં એક કાગજ પર કાઢી પછીજ તેની કાર્બન કોપી કાઢવી.

સ્કર્ટમાં નીચે જે ત્રિકોણુ ભાગો જોડવામાં આવે છે, તો તેની ડીઝાઇનો આ ચીત્રો પરથી કેમ કાઢવી તે ટુકમાં તપાસીએ. પહેલાં આ ત્રિકોણુ ભાગ કેટલો પહોળો અને કેટલો લાંબો જોઇએ છે તેનું માપ કાઢવું જો પહોળાઇ ૬" હોય તો કાગજ પર એક એક A B લાઇનિ ૬" ની દોરવી. આ A B વચ્ચેની પોઇન્ટ કાઢી C માર્ક કરવી. આ C થી ૯"ની લંબાઈની લાઈનિ C D ઉભી દોરવી. D અને A અને D અને B જોડી દેવી. આ A B D તમારા સ્કર્ટનો ત્રિકોણુ ભાગ થયો. આ ત્રિકોણુ ભાગમાં તમે મનપસંદ ફુલો અને પાંખડીઓ ગોઠવી, અથવા ડીઝાઇનો ગોઠવી તેની આજુબાજુ આરકાંવાલાં ચિત્રોની મદદ લઇ આરકાં કાઢી એક શુસોભિત મન પસંદ ડીઝાઇન ઉપજાવી શકશો અને તે પર મંનગમતી ભરતકામ, એપ્લીકી અથવા જાળીકામ કરશો, તો તમારી મહેનતના બદલામાં સારી કિંમત મેળવી શકશો (જુઓ ચીત્ર નં. ૫૩૭).

કપડાં પર નામો પાડવા માટે બે જાતના નામોના ચીત્રો આપેલાં છે, તમારા ફ્રાલતુ વખતમાં આ નામો કાઢવા વેતરણુ કરશો. જુઓ ચીત્ર નં. ૫૩૭ અને નં. ૮૦૫.

એમ્બ્રોઇડરીના જે ડીઝાઇનો આ કીતાબમાં આપ્યાં છે તેની તપાસ હવે લઈશું. ૫૬૨ ના ચીત્રમાં તમો પોપતાઓ અને નાના પક્ષીઓનો સંગ્ર જોશો. આ નાના ચીત્રો જો રંગબેરંગી કલરમાં નાના ભુલકાંઓના વસ્ત્ર પર નીચે બોર્ડરમાં અથવા વસ્ત્ર પર છુટાં છુટાં ભરશો, તો વસ્ત્ર શોભીતું બનશે. નાના ગાય ગુલાબોને લાલ ને બલુ રંગ બહુજ ગમતો હોય છે. આ ચીત્રોનું મોટા વસ્ત્રો પર પણ તમો એમબ્રોઇડરી કરશો, તો શોભા

આપશે. જાત જાતના રંગના પોપતાઓ નીચે બોરડરમાં છુટા છુટા ભરયા હોય, તો બહુ આકંશીત લાગશે. તેજ પ્રમાણે ૫૮૨ મચ્છીઓનું ચીત્ર તથા ચીત્રો નંબર ૫૪૫, ૫૪૬ ૫૪૭, ૫૪૮, ૫૪૯, ૫૫૦, ૫૫૧, ૫૫૮, ૫૫૯, ૫૬૦, ૫૬૧, ૫૮૧, ૬૪૨ નો પણ ઉપર પ્રમાણેજ




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૨.

ગોઠવણુ કરશો, તો વસ્ત્રો શોભીતા બનાવી શકશો અને સારૂ દામ પણુ મેળવી શકશો.

તમારી નઝર ચીત્ર નં. ૫૮૪, ૫૮૫, ૫૮૬, ૫૮૭, પર દોડાવો.



એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૩.

આ ચીત્રોમાં જાત જાતના પાડદાંઓ, ફુલો અને કળીઓ છે. આ ફુલો અને પાંડદાંઓને જો જાડી ઝીણી પેનસીલની લાઈન દોરી દાંખાળીઓ બનાવશો અને તેના છેડાઓ પર ફુલો અને પાડદાંઓના ચીત્રો પાડશો, તો વેળ બનશે. આવી વેલો છાતી અને બાંયમાં બહુ ખેંચાન કારક માલમ પડશે. આવી દાંખલીઓ પાડી નીચે બોરડરમાં પણ ફુલ



એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૪.

પાડદાંની વેળ ભરી શકશો. આ ૪ ચીત્રોની પલેટ પર થી સેંકડો ડીઝાઇનો ઉપજાવી શકશો. પહેલાં એક ફુલ અને પાડદું પસંદ કરો. ચીત્ર પરથી ત્રેસ કરી તૈયાર રાખો. ત્યાર પછી એક કાગજ પર જે મન પસંદ વેલનો આકાર કાધવો હોય તે કાધો. જાડી ઝીણી લાઇનો ના છેડે ઉપલું પાડદું યા ફુલ કારબન પેપર મુકી ઉતારી લેવો. આ પ્રમાણે તૈયાર











એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૫.

થયલાં ચીત્રનું ફરી એક વાર આખ્ખું ચીત્ર કારબન પેપર મુકી કાગજ પર કાઢો, અને પછી કપડાં પર એમબ્રોઇડરી કરો.

ચીત્ર નં. ૬૪૫ ને ૬૪૬ હવે તપાશો. પ્રથમ તમને આ ચીત્રો કાંઇ ચકરડા ભમરડા જેવાં લાગશે. ચીત્ર નં૦ ૬૪૫ મા ચાર જુડી જુડી




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૬.

જાતના આરકાં છે અને ૬૪૬ માં નાના બે જાતના આરકાં છે. આ આરકાંની લાઇનો જો તમો લાંબી બનાવશો, તો નીચે બોર્ડરમાં આરકાંવાળી બોર્ડર બનાવવા બહુ ઉપયોગી થઈ પડશે. જે મનપસંદ આરકું કાઢવું













એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૭.

હોય તેનું ચીત્ર કારબનથી કાગજ પર કાઢો. ત્યાર પછી કાગજપર બાજુ બાજુમાં બરાબર કારબન ગોઠવી લાંબી આરકાંની લાઈન બનાવો. તેજ પ્રમાણે ૬૪૭ નું ચીત્ર ગોળ લાઇનનું છે, તે પણ લંબાવી શકશો. ૬૪૮ નું ચીત્ર એક પાડદું છે આ પાડદું સીધી લાઇન દોરી ન કાઢતાં મીંડાઓ પાસે પાસે ગોઠવી પાડદાંનો આકાર કાઢ્યો છે. આ પ્રમાણે તમો પણ નાના મોટા




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૮.

મીંડાઓ બાજુ બાજુમાં કાઢી જાત જાતના આકારો ઉપજાવી શકશો. આવા પાડલાં અને બીજા આકારો ખીસા, છાતી યા બાંય પર વસ્ત્રોની શોભા વધારશે. ચીત્ર નં. ૫૩૮, ૫૩૯, ૫૫૨, ૫૫૩ માં "Corners" ખાને



એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૯.

ખુણાઓ પર એમબ્રોઇડરી કરવા માટે ની ડીઝાઇનો છે. ૫૯૫ અને ૫૯૬ ના ચીત્રોમાં નાના નાના આરકાંઓની ઉપર સુંદર નાની ડીઝાઇનો કાઢી છે, જે પણ તમારા વસ્ત્રોની બોર્ડરની શોભા વધારશે.




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૧૦.

મારા દુખી દીવસોમા હું હમેશ મારૂ ચીત કાંઇને કાંઇ કામ પર ગોઠી રાખવા યત્ન કરતો. મારા તે લાંબા કંગાલ વર્ષોનો કેટલોક ભાગ ખોજા કોમનાં ગરીબ બચ્ચાંઓને Boy Scouts અને Girl Guides (H. H.




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૧૧.

The Agakhan Central School Boys Scouts અને H. H. The Agakhan Shahzada Boy Scouts) શીખાડવા ગુજારયાં હતાં. આ ભલા કામમાં રોકાયલી દરેક ઘડી મને મોજ આપતી, કારણ આ કોમના સર્વે નાના કે મોતા મારી સાથ બહુજ માયાથી વરત્તાં હતાં. જે ભલાઇઓ




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૧૨.

અને ચાહ મેં એ લોકો તરફથી મારા દુઃખી વખતમાં મેલવ્યો હતો, તે કદી હું વીસરૂં એમ નથી.

વર્ષો અગાઉ આ ખોજા કોમ એક ન જણાયલી કોમ હતી. જ્યારે આજે આ કોમ એક આગેવાન વેપારી કોમ થઇ પડી છે. આ માટેનું




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૧૩.




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૧૪.

કારણુ શોધવા જવું પડે એમ નથી. આ કોમના નાના કે મોટા સહવાસના બદી બામદાદથી તે રાત્રે ૧૦ વાગા સુધી દુકાન પર બેસી મહેનત કરનારા છે. જ્યારે આપણા વડીલો આપણુને ખુરસી ટેબલ અને ઇલેક્ટ્રીક પંખા નીચે બેસી નીચ કારકુનની નોકરી કરવા લલચાવનારા પાઠો શીખાડે છે.



એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૧૫.

કારણ નોકરીમાં પગાર તો મળવોજ જોઈએ, પણ વેપારમાં કોઈ વખત મળે યા નહી પણ મળે. કેવો અક્કલહીન ધખારો.

આપણને સારો માર્ગ દેખાડનાર કોઈ નથી (એમ તો ઢોંગીદીક્ષ.




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૧૬.

દોગલા, સવાર્થી, કોમ સેવકોનો ટોટો નથી). જ્યારે આ ખોજા કોમના શીરે એક ધર્મગુરૂ, એક સરદાર, એક નેક રહાબર તરીકે એઓના હાજર ઇમામ એટલે પયગમ્બર સર સુલતાન મહુમદશાહ આગાખાન છે.




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૧૭.

એઓ નાંમવરની નેક દોરવણીથી આજે કોમ એક ઝળકતી કારકીરદી વાળી બની છે. ખુદા હમને પણ એક નેક રાહબર આપો.

આ નાના મોટાની ભલાઇ અને માન માટે મેં આ કીતાબમાં એઓ નામદારના માનીતા અને ખોજા કોમનાં પવીત્ર ચીનહોના ચીત્રો માટે એક




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૧૮.

ઘણું રોક્યું છે, જેથી આ નાનકડી કેતાબ જ્યારે એ કોમની બાનુઓના હાથમાં જાય, ત્યારે તેઓ પોતાના પોષાકનો સંગાર પવીત્ર ચીનહોથી કરી શકે.

ખુદાના લાખો શુક્ર કે આ મારૂં કામ ઘણીક મુશકેલીઓ પછી પાર પાડવાને શકતીવાન થયો છું. આટલું કામ જે મહેનત લઇ મેં ખતમ




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૧૯.

કીધું છે, તે હવે વગર મુશકેલીએ હું મારી બીજી બહેનો માટે બહાર પાડું અને મારી મહેનતનો જશ તે લોકો મેલવે એવી મારી મુરાદ તે પાક કીરતાર બર લાવે. ખુદા સર્વેને રોજી રઝકથી ભરપુર અને હસ્તાં રમતાં રાખો. આમીન !

"રોશન મહેર".




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૨૦.




એમબ્રોઇડરી ડીઝાઇન નં૦ ૨૧.

# પુરૂષોના પોષાક.

## યઝદાં પનાહબાદ.

શ્રી પાક અહુરમઝદની મદદથી બાનુઓના પોષાકના કાપો કાઢવા, વેતરવા અને સિલાઇ કરી તૈયાર કરવા, બુલકાંએ'ના પોષાક બનાવવા તથા એમબ્રોઇડરી કરવા વીષે વિગતવાર દર્શાવવાને હું ભાગ્યવંત બન્યો છું, તે માટે પાક કીરતારના શુક્ર ગુજારીશ. હાલનો કાતિલ વખત તથા હવે પછી આવી પડનારો મુશ્કેલ વખત માટે દરેક ઇનસાને, પ્રથમ તો જેટલા હુન્નરો શીખાય તેટલા જવાન વયમાં શીખી લેવા જોઇએ. ઘણીક વખત આપણા સુગાત્રાં વડીલોના મોંમાંથી હુન્નર માટે અપશબ્દો સમજીએ છીએ. ઘણીક વખત આપણા નાનપણના રમતિયાળ વખતમાં ઘર ખપના હુન્નરો યા આપણી નાની વયમાં આપની હોબીસો (Hobbies), આપણી ભવિષ્યની જીંદગીમાં બહુજ કિમતી મદદગાર થઇ પડે છે. માબાપોની ફરજ પોતાના ફરઝંદોને શીખવવાની છે એટલુંજ નહિ, પણ તેઓને તેઓની ભવિષ્યની જીંદગી માટે ઉપયોગી થઇ પડે, તે માટે, ફરઝંદોને જાત જાતના હુન્નરો શીખાડવાની જરૂરિયાત હાલમાં છે. નાનપણમાં નાના નાના ઉદ્યોગો તમે શીખેલા હો, તો તે તમને તમારી સંસારીક જીંદગીમાં બહુ કિમતી થઇ પડશે. જો તમારા હાથમાં હુન્નર હશે, તો ગમે તેવા બારિક વખતમાં તમને ફીકર લાગશે નહિ, કારણ તમે હરેક કામ કરવાને શકિતવાન થશો.

તમે બાનુંઓના પોશાક વેતરવા સાથે થોડા પુરૂષોના વસ્ત્રો વેતરી શીવી શકશો, તો તમારી રોજીમાં વધારો થશે. એક હુન્નર કરતાં બે હુન્નર સાથમાં વધુ કમાઇ શકશો. લોકોના ઓશિયાળા બનશો નહિ અને તમારા કુટુંબ કબીલા સાથ સદા સુખી રહી શકશો. તે પાક યઝદાંનાં નામથી પુરૂષોનું પહેલું વસ્ત્ર શર્ટ (Shirt) નો કાપ કેમ કાપવો અને સિલાઇ કરી કેમ તૈયાર કરવું તે હવે તપાસીએ.

### Gent's Shirt—પુરૂષોનું શર્ટ.

કપડું—૩૦″ પનાનું ૩ વાર.

માપ—શર્ટની લંબાઇ ૨૯″

બાંયની લંબાઇ ૨૨″

બેક ૭″, છાતિ ૩૨″
નેક (ગળું) ૧૩″, બગલનો ગાળો ૭″
બાંયના કફની લંબાઈ ૧૧″.




પ્લેટ નં૦ ૨૭

પુરૂષોના વસ્ત્ર વેતરવા તમને જરા અઘરૂં લાગશે. જો ખુદાનુ નામ લઇ ધીરજ રાખી યત્ન કરશો, તો આ વસ્ત્રો પણ બાનુઓના પોષાક માફક તમને સહેલા લાગશે.

શર્ટ વેતરવા માટે તમારે સારૂ આખા શર્ટના કાપોના સાત ભાગ કીધા છે. આ જુદા જુદા ૭ કાપ કેમ વેતરવા તે હવે આપણે તપાસીએ. પુરૂષોના વસ્ત્ર વેતરવા, અને સિલાઇ કરવા પહેલાં તમારી પાસે દરેક વસ્ત્રનું એક જુનું નંગ વસ્ત્ર વેતરતી વેળા બાજુમાં રાખજો, કે જેથી તેના દરેક સાંધા, તેના કાપોની તપાસ તથા સિલાઈ તમને ઝટ સમજ પડે.

## (૧) શર્ટના કોલરની પટી.

કોલર યા ગળાંની ગોળાઇનું ૧૩" માપ છે તેનું અર્ધું કરશો તો ૬½" થશે. હવે એ ૬½" ના માપની એક લાઇન AB કાગજ પર દોરો પોઇન્ટ A ની બરાબર નીચે ૧" યા ૧¼" ઇંચ પર એક C પોઇન્ટ માર્ક કરો. (શર્ટના કોલરની પટી ૧" થી ૧¼" પહોળી રાખવી) A ને C પોઇન્ટો જોડી દેવો. આ AC તમારા કોલરની પટીની પહોળાઈનું માપ દેખાડશે. પોઇન્ટ C થી ૬½" લાંબી લાઇન CD દોરો. પોઇન્ટ B ની ½" ઉપર એક લાઇન LK દોરો. જુઓ પ્લેટ નં. ૨૭. ચીત્ર C માં ડોટેડ લાઇન LK. પોઇન્ટ B થી ¾" લાંબી લાઇન દોરો. આ BE લાઇનનો છેડો લાઇન LK ને લાગવો જોઇએ. પોઇન્ટ E થી કાટખુણે ¾" ની એક લાઇન EF દોરો. D અને F જોડો. પોઇન્ટ D આગળ લાઇન ગોળ આકારે લેવી. આ કોલરની પટી માટેનો કાપ થયો.

## (૨) શર્ટની બેકની પટી:—

જુઓ પ્લેટ નં. ૨૮ ચીત્ર E.

બેકનું માપ ૭" લીધું છે, તો એક કાગળ પર ૭" લાંબી લાઇન KP દોરો. પોઇન્ટ K અને P થી ૩" નીચે પોઇન્ટો O ને Z માર્ક કરો. KO, OZ અને ZP લાઇન દોરી જોડો આ ઉપલું ૩" નું માપ બેકની પટીની પહોળાઇ માટે છે. આ પટી નાનાથી મોટા માટે ૨½" થી ૩½" લઇ શકો છો. ગળાનું માપ ૧૩" લીધું છે તો તેનો ચોથો ભાગ ૩¼" થશે. આગળ જોયું તેમ ગળું બંધ બેસતું વેતરાય તે માટે હંમેશ જે ગળાનું માપ હોય તેમાંથી ¼" કમી કરવું એટલે ગળાનું માપ ૩" (૩¼" – ¼") થશે. ત્યારે પોઇન્ટ P થી ૩" ની પોઇન્ટ I લાઇન PK પર માર્ક કરો. ગળાનો અને ખભાનો કાપ દોરવા પોઇન્ટો K ને P થી ૧" નીચે F અને R પોઇન્ટો કરી ગળાનો ગોળાકાર અને ખભાનો આડો આકાર દોરો.

જુઓ FI અને IR. જો તમે FIR કાપશો તો FIROZ બેકની પટીનો કાપ થશે.

## (૩) શર્ટનો કોલર :—

ગળાંની ગોળાઇનું અર્ધું માપ ૬½" થશે. તો ૬½" લાંબી લાઈન MA દોરો. કોલર હમેશાં ૧½" થી ૨" પહોળો હોય છે. તો કોલરની પહોળાઇ માટે પોઇન્ટો D અને E માર્ક કરો. MD, AE અને DE જોડો. જુઓ પ્લેટ નં. ૨૭ ચીત્ર B. કોલરનો સ્લોપ બનાવવા તમને કોલરની લંબાઈમાં ¾" થી ૧½" વધારો કરવો પડશે. જેટલો સ્લોપ કરવા હોય, ધારો કે ૧" જોઇએ છે, તો MA અને DE લાઇનો ૧" લાંબી કરવી. C અને N જોડી દેવો, A ને N પોઇન્ટ આડકત્રે જોડો. પોઇન્ટ D થી ½" ઉપર પોઇન્ટ K માર્ક કરો અને KEN જરા સ્લોપ આપી જેમ ચીત્રમાં બતાવી છે તે પ્રમાણે દોરવું. હવે MANEK તમારો કોલર બનશે. પોઇન્ટ K બરાબર કાપવા ધ્યાન રાખજો.

## (૪) બાંયની નીચેનો કફ :—

બાંયની નીચેના ગાળાનું જે માપ હોય તેટલાજ માપનું એક કાગળ લો. જો ડબલ કફ કરવો હોય તો ૫" થી ૬" કાગળ લેવું. જો સીંગલ કફ કરવો હોય તો ૨½" થી ૩" પહોળો કાગળ લેવો. કફની નીચેની બોર્ડરના બે ખુણા ગોળ યા ચોરસ મનપસંદના કરવા.

## (૫) બાંયનો કાપ :—

બાંયની લંબાઈ ૨૨" માપી છે, તેમાં કફની ૩" બાદ કર્યે, તો બાંયની લંબાઇ ૧૯" થશે. બગલના ગાળાનુ જે માપ હોય તેનું ડબલ (યાને બગલનો આખો ઘેરાવો) માપ લેવું. બગલનું માપ ૭" છે અને તેનું ડબલ ૧૪" થશે. એક બ્રાઉન પેપરનો કાગળ ૧૯" લાંબો અને ૧૪" પહોળો લેવો. બાંયનો કાપ દોરવા માટે લંબાઇ કરતાં ૧" જાસ્તી કાગજ લેવું. હવે તમારૂ કાગજ ૨૦"x૧૪" થશે. આ કાગજને પહોળાઇની વચ્ચેથી ઘડી કરો. હવે તમારૂ કાગજ ૨૦"x૭" બન્યું. જમણી બાજુથી ૧" છોડી એક ઉભી લાઇન HX દોરો. જુઓ પ્લેટ નં. ૨૮ ચીત્ર F. કાગજના બીજે છેડે YN ના અક્ષરો લખો. બેકના માપનું અર્ધું ૩½" થશે તો પોઇન્ટો H ને X ની અંદર ૩½" ની પોઇન્ટો O અને A માર્ક કરો. OA લાઇન દોરી જોડો. લાઇન HX ની વચ્ચે પોઇન્ટ S માર્ક કરો, હવે OS અને OH લાઇન દોરી જોડો. લાઇનો OS, SH અને OH ગોળાકાર લાઇન દોરી બાંયનો આકાર બનાવો. જુઓ પ્લેટ નં. ૨૮ ચીત્ર F.




પ્લેટ નં૦ ૨૮.

પોઇન્ટ Y ની ½" અંદર એક પોઇન્ટ R માર્ક કરો. હવે RN લાઇન દોરી મેળવો, અને RN કાપી કાઢો. તેમજ ગોળાકાર OSH પણ કાપી કાઢો. તમારી બાંયના બે પડ છે, તો નીચેનું પડ એમજ રહેવા દઇ ઉપલા પડની OH લાઇન ગોળાકારે કાપો. આ રીતે કાપવાથી ROSHAN તમારી શર્ટની બાંયનો કાપ બનશે.

## (૬) શર્ટનો બેક કાપ:—

છાતિના ઘેરાવાનું માપ ૩૨" છે. ૩૨" નો ચોથો ભાગ ૮" થશે. હમેશાં શર્ટના ફ્રન્ટ અને બેકમાં ૩" કાપ પહોળો રાખવો. ત્યારે ૮"+૩"=૧૧" પહોળો કાપ થશે. શર્ટની જે લંબાઇ હોય તેજ એટલે ૨૯" લેવી. આ ૩" કાપ પહોળો રાખવાનું કારણ એ કે, બેકમાં થોડા ભાગ પર ચમતા લેવા પડે અને ફ્રન્ટમાં બટન હોલની પટી ડબલ બનાવવામાં આવે છે, તે ઉપરાંત બાકી જે ભાગ રહે તે બાંયના ગાળા માટે વપરાય છે. હમેશાં શર્ટનો બેક કાપ આખો કાગળ લઇ વેતરવો. ૨૯"x૨૨" ના બે બ્રાઉન પેપરના કાગજ લેવા. આ બે કાગજમાંનો એક ફ્રન્ટને માટે અને બીજો બેકને માટે કામ આવશે. હવે આપણને બેકનો કાપ કાઢવો છે, તો તે માટે એક કાગજનો કટકો લઇને વચમાંથી ઘડી કરો. જુઓ પ્લેટ નં. ૨૭ ચીત્ર A. ABCD, તમારો ઘડી કરેલો કાગજનો કાપ જેની ઘડી કર્યા પછી ૨૯"x૧૧" ના માપનો થશે. B અને D ની અંદર ૧½" ચમતા માટે L અને K પોઇન્ટ કરો. LK થી કાગજની ઘડી કરી સળ પાડો. આ LB નો ભાગ ચમતા માટે રહેશે. બેક કાપ કાઢવા માટે તમને ફક્ત ACLK ના ભાગનો ઉપયોગ કરવો પડશે. લાઇન AL ઉપર બેકનો ઉપરનો કાપ FIROZ ને L પોઇન્ટ સાથે મળે એમ પીન કરો. જુઓ પ્લેટ નં. ૨૭ ચીત્ર A માં બેકનો ઉપલો કાપ. તમારા શર્ટના બગલનો ગાળો ૭" નો છે. બેક કાપ FIROZ ની F પોઇન્ટથી ૭" ની લાઇન દોરો. જુઓ ચીત્રમાં લાઇનિ FOP. પોઇન્ટ P થી આડી લાઇનિ દોરો જે AC લાઇનને M આગળ મળે. હવે જેટલું માપ MP નું હોય તેટલું P થી KI માર્ક કરો M ને KI જોડો, વચમાંની પોઇન્ટ કાઢી બગલનો ગાળો બ્લાઉઝના ગાળા માફક બનાવો. MKIOF શર્ટના બગલનો ગાળો થશે. આ ગાળો બેક કાપનો થશે. શર્ટની નીચેના બેઉ ફ્રન્ટ અને બેકના ભાગો ગોળાકારના હોય છે, માટે પોઇન્ટ C થી ૫" ઉપર S માર્ક કરો. C ની બાજુમાં ૫" પર T માર્ક કરો. S અને T ગોળાકારે મેલવો અને કાપો. MKIO પણ કાપો. તમારો શર્ટનો બેક કાપ OKIMSTKDB, થયો.

## (૯) શર્ટનો ફ્રન્ટ કાપ:—

શર્ટના ફ્રન્ટ કાપ માટે એક પ્રમાણે કાગળ લેવો. ફ્રન્ટના બટન હોલની પટી ડબલ કરી સિલાઈ કરવામાં આવે છે, માટે એકમાં જેમ ૧½" B ને D ની અંદર લીધું હતું તેમ લઇ LK ને ઘડી કરી કાગળને સળ આપો. LKBD હોલની પટી માટે જાસ્તી લેવાનો ભાગ છે. એક કાપમાં FIROZ એકની ઉપરની પટી ઉપર મુકી હતી, ફ્રન્ટમાં ઉપર ન મુકતાં એક કાપની I પોઇન્ટ લાઇન AL ને લાગે અને RZ લાઇન LK ને લાગે તે પ્રમાણે ગોઠવો અને પીન કરો. બ્રાઉન પેપર પર ખભા અને ગળાનો આકાર FI અને IR દોરો. પોઇન્ટ F થી એક ૭" લાઇન દોરો. આ ૭" બગલનું માપ છે. પોઇન્ટ P થી એક આડી લાઇન PM દોરો, જે લાઇન AC ને M પોઇન્ટ પર મળશે. M અને IK જોડી સેન્ટર પોઇન્ટ કાઢો. આ સેન્ટર પોઇન્ટની ½" નીચે પોઇન્ટ X માર્ક કરો. પોઇન્ટ O ની ½" નીચે એક પોઇન્ટ કરી MXOF ગોળાકારે મેળવી દેવો. આ તમારો ફ્રન્ટનો બાંયનો ગાળો થયો. જુઓ પ્લેટ નં. ૨૮, ચીત્ર D.

## ફ્રંટના ગળાંનો કાપ કાઢવા વિષે

આ કાપ પ્રથમ શીખાઉને જરા તકલીફ આપશે. પણ થોડી મહેનત લેવાથી એ કાપ ઝટ આવડી જશે. LK સળવાળી લાઇનની ઘડી કરો. ગળાંનો કાપ વેતરવા પહેલાં ધ્યાન રાખજો કે નાના બચ્ચા માટે ૧½", છોકરા માટે ૨", સાધારણ માણસ માટે ૨½" થી ૩" અને જાડા માણસ માટે ૩½" લેવું. જે માપ લેવું હોય તાં, દાખલા તરીકે ૨½", તો એક કાપની I પોન્ટથી એક આડકત્રી લાઇન IQ દોરો. જુઓ પ્લેટ નં૦ ૨૮, ચીત્ર-D માં ડોટેડ લાઇન IQ. તમે જે કોલરની પટી કાઢી છે તે પટી લઇ એકના ગળાંને આકાર અને IQ નો આકાર માપો. જો IQ લાઇન ટુંકી હોય તો ગળાંના આકારને જરા ઊંડો કરો. હમેશાં કોલરની પટી અને ગળું માપી જોવાની આદત પાડજો. જે પ્રમાણે નાનીમોટી હોય તે પ્રમાણે લાઇન ગોઠવી કાપ કાઢવો. કોલરની પટી માપતી વખતે પટીની નીચેની સાઇડની CDF થી માપવી.

## FRONT નો ઉઘાડો ભાગ.

ફ્રન્ટમાં બટન હોલનો ભાગ કેટલો ઉઘાડો લેવો તે જોવો. શર્ટનું જે લંબાઇનું માપ હોય તેનું અર્ધું કરી ૨" બાદ કરવા ૨૯ નું અર્ધું ૧૪½"—૨" = ૧૨½" થશે. ત્યારે ઉઘાડો ભાગ લગભગ ૧૨" નો થશે. તો કાગળના ઉપલા પડની L થી ૧૨" નીચે એક પોઇન્ટ H માર્ક કરો. આ પ્રમાણે આપણે શર્ટના સાત ભાગો કાપી કાઢયા છે.

## શર્ટના કપડાંનો કાપ વેતરવા વિષે.

જે પ્રમાણે શર્ટના કાગજના કાપો કાઢ્યા છે, તે પ્રમાણે એક પછી એક કપડાંનાં કાપો કેમ કાઢવા તે તપાસીએ.

### (૧) કોલરની પટીનો કાપ.

પ્લેટ નં૦ ૨૭, ચીત્ર C નો કાગજનો કાપ લેવો. કોલરની પટી ડબલ કાઢવાનું ધ્યાન રાખજો. ૪" પહોળી કપડાંની પટી લો. પહેલાં પહોળાઇએથી વચમાંથી ઘડી કરો અને પછી લંબાઇ ની પાછી ઘડી કરો. આ પ્રમાણે ઘડી કરવાથી કપડાંના ચાર પડ થશે. આ પડ પર કાગજની પટી પીન કરો. અને તે માટે ½" સિલાઈ માટે ફરતું રાખી કપડું વેતરો. તમારી પાસે કોલરની બે પટી થશે.

### (૨) બેકની પટી.

બેકની પટી પણ બે જોઇશે. ઉપર પ્રમાણે ચાર પડની ઘડી કરી કાગજની પટીના બેકનો કાપ પીન કરી કાપ વેતરો. બેકની પટી પણ બે થશે.

### (૩) કોલર.

કોલરના પણ બે પડ થશે. તે પણ ઉપર પ્રમાણેજ વેતરવા. કોલરને જો કડક બનાવવો હોય, તો કોલરના કાપ પ્રમાણે એક કાપ બકરમનો પણ કાઢવો. બધા મળી કડક કોલર માટે ત્રણ પડ થશે.

### (૪) કફનો કાપ.

કફનો કાપ પણ ચાર પડે વેતરાશે, તો તે પણ ઉપર પ્રમાણે વેતરવો. કફ માટે બે વાર કપડું વેતરવું પડશે, કારણ બે બાંયના કફ બનાવવાના છે. ૧/૨" સિલાઇ માટે રાખવા વિસરશો નહીં. કફ પણ કડક જોઇએ તો વચ્ચે બકરમનું એક પડ મૂકવું. બે કફમાટે, બે બકરમનાં કાપ જોઇશે.

### (૫) બાંયનો કાપ.

બન્ને બાંય છુટ્ટી વેતરવી. કપડાંની ઘડી કરી કાગજની સાઇડ NAH ઘડીવાળી કિનારી પર મૂકી કપડું વેતરવું. પછી ઘડીવાળા ઉપલા પડને OH લાઇન જેટલી કાપી કાઢવી.

### (૬) શર્ટનો બેક કાપ.

શર્ટનો બેક કાપ કાગજના કાપ પ્રમાણે વેતરવો. બાંયનો ગાળો અને નીચેનો ગોળાકાર બરાબર કાપવો. શર્ટનો બેક કાપ કાપતી વખતે બેકની પટી

FIROZ જે કાપ પર પીન કીધી હતી, તે કાધી નાખી કાપવો. કારણુ, એકની છુટી પટી આપણે ઉપર વેતરી ગયા છીએ.

(૭) ફ્રન્ટનો કાપ.

શર્ટનો ફ્રન્ટનો કાપ પણુ કાગજ પરના કાપ પ્રમાણે વેતરો. બાંય અને ખભાંનો આકાર બરાબર કાપો. ગળાંની પટી તૈયાર થવે તે ગળાંના માપ સાથે માપી માપસર ગળું વેતરવું. તમે શીખાઉ હોવાથી પહેલાંથી ગળાંનો આકાર કાપશો નહી, કારણુ જો તમારેથી પટી કરતાં ગળાંનો ગાળો મોટો કપાશે, તો આખું કપડું બગડી જશે. ગળાંનો આકાર પ્રથમ તો કાગજના કાપ કરતાં કમી કાપજો. LH કાપવા ભૂલતા નહિ. આ રીતે ટુકડે ટુકડે આખા શર્ટના કાપો પરથી કપડું વેતરવા પાક કિરતારની મહેરથી ભાગ્યવંત થયાં છીએ. આપણે હવે સિલાઇ કરી શર્ટ કેમ તૈયાર કરવું તે તપાસીએ.

## શર્ટની સિલાઇ વિષે.

એક કાપની FIROZ ની બે પટીઓ અને એક કાપનું કપડું લો. એકનો કાપ ટેબલ પર ઉઘાડો કરો. એકની બે પટી એક કાપના ઉપલા ભાગ પર યાને ALB લાઇન પર OZ ઉઘાડી કરી ગોઠવો. આ બે પટીની વચ્ચે એકનું કપડું મૂકો. એકના કપડાંને બે ત્રણુ ચમતા આપો અને પછી એકની પટીઓની કોર અંદર વાલી ફ્રાંક મારવી અને અસ્તરી કરી મસીનની સિ ાઈ કરવી.

## ફ્રન્ટની હોલની પટીની સિલાઇ કરવા વિષે.

હોલની પટીની સિલાઇ કરવી પ્રથમ ગુંચવણુભરી લાગશે, પણુ બરાબર સમજ પડશે, તો આ કામ સહેલું થઇ પડશે. આ ફ્રન્ટના કાપને LH લાઇન ફ્રકટ ઘડી કીધેલાં કપડાંની ઉપલા પડેજ કાપવો. LH કાપ્યા પછી કપડાંનાં કાપને ઉઘાડી ટેબલ પર મૂકો. LH કપાયલા ભાગની પાસે ૧ ૧/૪" પર એક લાઈન X ટેલર ચોકથી દોરો. આ ૧ ૧/૪" દોરેલી લાઇન BD લાઇનના સળની બાજુમાં આવશે. આ X લાઇનને કપડું ઉપરથી ઉંચકી સળ પાડો. આ સળને LH કાપેલા ભાગ પર લાવી ઘડી કરો. આ પ્રમાણે ગોઠવતાં LH કાપેલો ભાગ કપડાંની અંદર જશે. X લાઇનની ઘડીથી ડબલ કપડું હોલબટનની પટી માટે બનશે. આ X લાઇન LH કાપેલા ભાગની ડાબી બાજુના ભાગ પર પડશે. LH નો કપાયલો ભાગ નીચે જવાથી ડબલ પડ થશે. આપણે ૧ ૧/૨" ની ઘડી કીધી હતી, તેમાંથી X લાઇન ૧ ૧/૪" ની લેવાથી અને ડબલ ઘડી થવાથી ૨ ૧/૨" કપડું વાપરયું છે, ફક્ત ૧/૨" કપડું વાપરવાનું રહ્યું છે. ઘડી નીચે આવી ગયલા LH કપાયલા ભાગની કોર સીલાઈમાં લઇ લેવો. LH ઘડીવાળા કપાયલા ભાગને સિલા-

ઇમાં લઇ લેવા, LH કપાયલા ભાગની ઉપરનું કપડું ૧/૪" અંદર વાળી દેવું. પછી ફ્રાંક મારી દેવી, આ ફ્રાંક મારેલી લાઇન પર મસિનની સિલાઈ કરવી. તેમજ X લાઇન આગળ ઘડી થયલી કિનારીને પણ ૧/૪" અંદર મસિનની સિલાઈ કરવી. આ બંને સિલાઇની નીચે મસીનની આડી સિલાઈ કરી બેઉ ભાગને જોડી દેવા. નીચે એક ચોકડીના આકારની સિલાઇ કરવી. આ સિલાઇ વાસ્તે જો તમે જુનુ શર્ટ બાજુમાં રાખશો, તો તમને ઝટ સમજ પડશે. ડાબી બાજુનાં કપાયલા ભાગને ઉથલાવેલી પટી આપી બટન ટાંકવા અને જમણી બાજુની ડબલ ઘડીવાળા ભાગને હોલ કરવા. એ માટે જુઓ પ્લેટ નં૦ ૨૮, ચીત્ર G.

શર્ટનાં ફ્રન્ટનાં ભાગની બન્ને ખભાંની સાઇડ બેકના બન્ને ખભાંના બે પડોની વચ્ચે મુકી બેકની પટીને ઝીણી કોર વાળી સિલાઇ કરવી. આ પ્રમાણે ફ્રન્ટ અને બેક જોડાઇ જશે. બાંયના ગાળાની નીચેનો છેડો MS ફ્રન્ટ અને બેક કાપ સાથે જોડી દેવો. ગોળાકાર ST સાથ શર્ટની નીચેની બોર્ડરને પણ ઝીણી કોરવાળી સિલાઈ કરવી. બે ગોળાકારો જ્યાં સાથે થાય છે, ત્યાં એક નાનો ત્રિકોણ કપડાંનો ડબલ ટુકડો સિલાઇ કરશો, તો સાંધો ચીરાવાનો ભય ટળશે.

બાંય સિવાય આખા શર્ટનું કપડું થયું. હવે કોલર અને કોલરની પટી તપાસીશું. ગળાંનો ગાળો કાપ્યો ન હોય તો ગળાંની પટી માપી ગાળો કાઢવો. ગળાંની પટીના બે પડ વચ્ચે શર્ટનો ગળાંનો ગાળો મૂકી ઝીણી કોર વાળી ફ્રાંક મારવી. પછી મસિન સિલાઈ કરવી. કોલરની પટીનો ઉપલો ભાગ સીલાઈ વગરનો છે. પહેલાં BEF ભાગને કોરેથી અંદર ઝીણી વાળી સિલાઇ કરવી. પટીનો ભાગ AB અને કોલરના ભાગ MA બેઉ એક સરખા માપના છે, તે સિલાઇ કરવાની બાકી છે.

કોલરની KEN સાઇડ અને કોલરના ખુણા AN પહેલાં કોલરના ઉલ્ટે પડે મસિનની સિલાઇ કરી, ઉથલાવી નાંખી, પછી ખુણા બરાબર કરી, પાછા ચત્તે પડે મસિન સિલાઇ કરવી. બાકીની MA કોલરની સાઇડ પટીની AB સાઇડની અંદર મૂકી લઇ AB ની ઝીણી કોરવાળી ફ્રાંક મારી મસિન સિલાઈ કરી દેવી.

## શર્ટની બાંયની સિલાઇ વિષે.

પહેલાં કફ્ને ઉલ્ટા પડે મસિન સિલાઇ કરી, ચત્તે પડે પાછી મસિન સિલાઇ કરવી. કફ્ની એક પહોળી સાઇડ ઉઘાડી રાખવી. કારણ તેમાં આપણને બાંયનુ કપડું અંદર મૂકી સિલાઇ કરવી છે. જો કફ્ કડક બનાવવા હોય તો, બકમનું

પડ એ કફના ઉલ્ટા પડ પર મૂકી મસિન સિલાઇ કરવી. તમે જો બકરમ બે પડની વચ્ચે મૂકશો તો, શર્ટનું કપડું બહાર આવવાને બદલે બકરમ બહાર આવશે અને કફનું એક પડ અંદર જશે. કોલર અને કફમાં બકરમ યા અસ્તર મૂકતી વખતે બે પડની ઉપર મૂકવા યાદ રાખજો. બાંયના બન્ને કોરની પોઇન્ટ R થી ૪" ઉપર ઝીણી કોર વાળવી. બે કોરને છુટીજ સિલાઈ કરવી. કફના ઉઘાડા ભાગમાં ચમતા લઇ બાંયની RN સાઇડ અંદર ગોઠવવી. કફના કપડાંની કોરો ઝીણી વાલી ફાંક મારી મસીન સિલાઇ કરવી. બાંયની નીચે પોઇન્ટ R થી ૪" છુટી સીવી છે, તેની ઉપરનો બાંયનો સાંધો કરી દેવો. આ પ્રમાણે તમારી બોંયનું બોખું તૈયાર થયું છે. બાંયની નીચેનો ખુલ્લો ભાગ હંમેશાં શરીરની બહાર પડતો આવે એમ રાખવો. એ માટે બાંયનો સાંધો શર્ટના વચ્ચમાંના સાંધા કરતાં ૩" પછવાડેથી ઉપર મૂકી, બાંયના ગાળા સાથ ફાંક મારી ટાંકવો. નીચેના જે ૪" ના છુટ્ટા ભાગની કોર કીધી છે, તે બંને ભાગ જ્યાં મળે છે, ત્યાં ત્રિકોણ નાના કાપડાંનો દબલ ટુકડો મૂકશો, તો સાંધો ચીરાશે નહિ. બાંયના કફને એક હોલ બેઉ કોરે કરી અસ્તરી કરી તૈયાર કરો. જો ડબલ કફ હોય તો બે પડના હોલો સરખે તફાવટે અને બેઉ સાઇડના હોલો એક પર એક પડે એમ કરજો.

હવે આપણે શોર્ટ યાને ટુકું પાટલુન તપાસીશું.

## શોર્ટ યાને ટુકું પાટલુન.

કપડું :—નાના માટે ૩૦" પનાનું ૧ ૧/૪ વાર, મોટા માટે ૩૦" પનાનું ૨ વાર.

માપ :—લંબાઇ ૧૯", કમરનો ઘેરાવો ૨૪", થાપાનો ઘેરાવો ૩૨", જાંગનો ઘેરાવો ૨૦", મોરીનો ઘેરાવો ૧૯", ખસ્તકની લંબાઈ ૧૩".

## શોર્ટના કાગજનો કાપ.

તે કીરતારના નામથી આપણે પુરૂષનું બીજું વસ્ત્ર બનાવવાનું શરૂ કરીશું.

કોટ, પાટલુન અને શર્ટની સિલાઈ કરવા વિષે તમે જાણતા હો, તો તમે બાનુઓના વસ્ત્રમાં જેમ થોડા વધારા ઘટાડા કીધા, તેમ પુરૂષના બીજા વસ્ત્રો પણ સુધારો વધારો કરી વેતરી શકશો. બાનુઓના વસ્ત્રોમાં પણ ટુકું પાટલુનના કાપ કાઢવા. સિલાઇ કરવા, અને વેતરવા જોઇ ગયા છો, તો પુરૂપના પાટલુન વેતરવા ભારી પડશે નહિ, કારણ પુરૂષ અને બાનુઓના કાપમાં ઝાઝો તફાવત નથી.

## ચપ્પતાવાળા પાટલુનનો કાગજનો એક કાપ.

એક બ્રાઉન પેપર લેવો. જમણી બાજુથી ૨" છોડી એક લાઇન YS દોરો. આ YS નું માપ તમારા થાપાનો ઘેરાવાના માપનો ૪ થો ભાગ આવે તે લેવો. એટલે ૮" ની લાઇન YS થશે. પોઇન્ટ Y થી પાટલુનની લંબાઈ




પ્લેટ નં૦ ૨૯.

૨૦" છે, ત્યાં પોઇન્ટ M માર્ક કરો. હમેસાં કમર અને થાપાનો તફાવટ નાનાથી મોટાંઓનો ૫" થી ૬" રહે છે. માટે પોઇન્ટ Y થી ૬" પર એક પોઇન્ટ Z માર્ક કરો. પોઇન્ટ Z થી થાપાના માપની એક લાઇન ZP દોરો. ડ્રેસીંગ યાને ખસ્તકના ૧" લંબાઇનું ૧૩" માપ લાઇન YM પર પોઇન્ટ O થી માર્ક કરો. પોઇન્ટ O થી જાંગની ગોળાઇનું અધું કરી તે માપ એટલે ૧૦" ની એક લાઇન O થી ON દોરો. તેમજ M થી મોરીના ઘેરાવાનું અધું કરી લાઇન MA ૯" ની દોરો. NA જોડો. પોઇન્ટ S અને P થી એક સીધી લાઇનિ SPI દોરો જે ON ને I પોઇન્ટ આગળ મળશે. જેટલું માપ NI નું હોય તેટલા માપની એક પોઇન્ટ લાઇન SI પર પોઇન્ટ U માર્ક કરો. UN જોડો. U પોઇન્ટ ગોળાકાર કરજો. બાનુઓના પાટલુનમાં જેમ ૧ ૧/૪" થી ૧ ૧/૨" એક કાપમાં પછવાડે ખુણા કાઢયા હતા, તેમજ પુરૂષોના પાટલુનમાં પણ કાઢવા. આ ખુણા માટે જુઓ પ્લેટ નં૦ ૨૯, ચીત્ર Back પોઇન્ટો K અને L.

બાનુઓના પાટલુનમાં તમે ખુણા માટે, ચમતા વાળા પાટલુન માટે, ચમતા વગરના પાટલુન માટે, વિગતવાર જાણી ગયા છો, તો અહીંયા વધુ લંબાણથી લખવાની હું જરૂર જોતો નથી. બેલ્ટવાળા પાટલુન માટે પણ તમે જાણ્યું છે. પ્લેટ નં૦ ૨૯ મો બેક અને ફ્રન્ટના પાટલુનના કાપને બેલ્ટ યાને પટાવાળું બનાવવા કાપને વાળવાની લાઇન ચીત્રોમાં BC લાઇનથી બતાવી છે, તે ધ્યાન રાખશો.

પુરૂષોના પાટલુનના ફ્રન્ટ કાપમાં ફક્ત એકજ સુધારો કરવાનો છે અને તે એ કે NI અને IU ની વચ્ચેની પોઇન્ટ શોધી, તેની વચ્ચેની પોઇન્ટથી બાંયના ગાળા માટે જેમ ગોળાકાર દોરીએ છીએ, તેમ દોરવો. જુઓ ચીત્રમાં NYU નો ગોળાકાર. બીજો ફરક S પોઇન્ટથી ૧/૪" જેટલી પોઇન્ટ H માર્ક કરી, આ H પોઇન્ટ U ની સાથે લાઇનિ વતી જોડી દેવી.

## કાગજના કાપો પરથી કપડું વેતરવા વિષે.

સિલાઇ માટે હમેશાં ૧/૨" રાખીએ છીએ, તો પણ પુરૂષના કોટ પાટલુનના કેટલાંક સાંધા ઉલ્ટે પડે વાળી ઓટન કરેલા હોય છે, સીલાઇ માટે કપડું ૧ ૧/૪" જોઇશે. તેજ પ્રમાણે નીચેની મોરી માટે કપડું ૨" લંબાઇમાં જાસ્તી લેવું, જેથી નીચે વાળી શકાય. મોરીનુ જાસ્તી કપડું પોઇન્ટ A જેટલું ન લેતાં લાઇન MA કરતાં ૧" વધુ જાસ્તી લેવું, કારણ ચીત્રમાં જોવાથી AN લાઇન ઉપર જતાં પહોળી થાય છે, માટે વેતરતી વખતે જાસ્તી રાખી સિલાઇ કરતાં વધે તે કાપી નાખવું. પાટલુનની ઉપરની SY લાઇન પર પણ ૧ ૧/૨" થી ૨" ની અસ્તરની

પટ્ટી આપવી પડે છે, તે ધ્યાનમાં રાખજો. એકમાં અસ્તરનું કપડું ઉપરથી ૧ ૧/૨" પહોળું લેવા યાદ રાખજો.

## પાટલુનના પહોળા સાંધાઓ.

અર્ધો ઇંચ જાસ્તી કપડું સાંધાઓ MY, (MT) માટે લેવું. KSPUNA યા (LPUNA) નાં સાંધા માટે ૧ ૧/૪" કપડું સિલાઇ માટે જાસ્તી રાખવું. HLU યાને Fly ની બે અસ્તરની અને એક પાટલુનના કપડાંની પટીઓ વેતરવી. પટાવાળા પાટલુન માટે પણ નીચે અસ્તર મૂકવા અસ્તરનું કપડું પણ વેતરવું.

**હોલની પટી યાને** FLY પોઇન્ટ H થી ૧ ૧/૪" યા ૧ ૧/૨" અંદર પોઇન્ટ L માર્ક કરો. LU જોડો. આ HLU નો ભાગ તમારા પાટલુનની Fly યાને અંદરના હોલની પટી થશે. Fly હમેશાં પોઇન્ટ I થી ૩" ઉપર લેવી, જુઓ પ્લેટ નં૦ ૨૯ FRONT.

પહોળો સાંધો કરવા માટે ઉલટા પડે ૧ ૧/૪" કોરથી દૂર મસીન સિલાઇ કરી, આ ૧ ૧/૪" કપડાંની કોરને ઝીણી ઉલ્ટે પડે વાળી ઓટનના ટાંકાએ સિલાઈ કરવી. ઓટનના ટાંકા બારીક લેવા. જો કપડું જાડું હોય, તો ૧ ૧/૪" ના કપડાંના અંદરના પડને ૧/૨" કાંપવું જેથી ઓટન કરવાનું ભારી ન પડે. U પોઇન્ટથી N સુધીના સાંધા માટે ૧ ૧/૪" કપડું નહી લેતાં, જો પોણો ઇંચ લેશો તો સાંધાની ગોળાઇ આગલની સીલાઇ બરાબર બેસશે.

## પાટલુનની સિલાઇ વિષે.

પુરૂષોના પાટલુનની સિલાઇ અને બાનુઓના પાટલુનની સીલાઇમાં ફરક હોય છે. બાનુઓના પાટલુન ફ્રેન્ચ સીમે કરવામાં આવે છે. પુરૂષોના પાટલુનના સાંધા પહોળા રાખી સિલાઇ કરવામાં આવે છે, તેથી પાટલુનના સાંધાઓ યાદ રાખવા. **ફ્રન્ટનો અને બેકનો પહોળો સાંધો** UNA છે, અને સાંધો YZOM ને ઉલ્ટે પડે સીધી મસીન સિલાઈ કરી પાછી ચત્તે પડે મસીન સિલાઇ કરવી.

ઉપર પ્રમાણે બધા સાંધાની સિલાઇ થયા પછી HPU જે સિલાઈ કર્યા વગરનો ભાગ રહ્યો છે, તે માટે તપાસીએ. LUPH નો Fly નો કાપ, જે આપના કપડાંનો એક કાપ અને અસ્તરના બે કાપ વેતર્યા છે, તેમાંનો એક કપડાંનો અને એક અસ્તરનો કાપ લેવો. ઉલ્ટે પડે HPU ને મસીન મારી ચત્તે પડે પાછુ મસીન મારવું. બેલ્ટ યા પટાવાળું પાટલુન હોય, તો જેટલો પહોળો બેલ્ટ કરવો હોય, તેટલી પહોળાઇનું માપ Fly ની લંબાઇમાંથી કમી કરવું. ફ્લાઇ ના બીજા અસ્તરના કાપને પાટલુનની ડાબી બાજુએ ઉલતે પડે

HU લાઇન સાથે મશીનની સીલાઈ કરવી. આ પ્રમાણે અસ્તર બેસાડયા પછી ફ્લાઇની ઉપલી તૈયાર કીધેલી પટી LU લાઇનિપર મુકી મશીન સીલાઇ કરવી. LU ના ગોળાકાર બરાબર ગોઠવજો. Fly ની LU સાઇડને ઝીણી વાળીને સિલાઇ કરજો આ પ્રમાણે અંદર સીવાયલી પટી પર હોલ કરવા. બટન માટે અસ્તરની ઉથલાવેલી પટીને જમણી બાજુની HU લાઇને પર મુકી ઉલ્ટે પડે મસીન સિલાઈ કરી ચન્તે પડે પાછી સિલાઇ કરવી. આ તૈયાર થયેલા ભાગ પર બટન ટાંકવા. આ ફ્લાઇ ટાંકયા પછી ફ્લાઇના કપડાં અને પાટલુનના કપડાંને બે ઇંચે છેટે ટાકાં મારી જોડવા. બટન તથા હોલ બનાવતી વખતે ધ્યાન રાખવું કે ફ્લાઇની પટીવાળા ભાગ પર ઉપરથી ઉલટે પડે એક બટન કરવું. આ બટન ફ્લાઇની બાજુએ આવ્યાથી બટનવાળી પટીને ઉપરથી હોલ કરવો પડશે. માટે એકાદ જુનું પાટલુન તપાસવું. જો પટાવાળું પાટલુન કરવું હોય, તો પટો ૪" થી ૫" વધુ લાંબો રાખજો. જેટલો લાંબો પટો રાખ્યો હોય, તેટલા માપે પાટલુનના બેલ્ટ પર એક બટન ટાંકવું અને પટાના છેડે એક હોલ કરવું. આ પ્રમાણે કર્યાથી પાટલુન બંધબેસ્તું થશે.

## પુરૂષનું લાંબુ પાટલુન.

કપડું :—૩૦" પનાનું ૩ ૧/૨ થી ૪ વાર.

લાંબા પાટલુનના કાપ કાઢવા માટે જુઓ બાનુઓના લાંબા પાટલુન યાને સ્લેકનો વિષય. બાનુઓના સ્લેક પ્રમાણેજ માપ લેવું અને તેજ પ્રમાણે કાપ પણ વેતરવો. NA થી લંબાતો સાંધો પહોળો કરવો અને OM થી લંબાતો સાંધો YM પ્રમાણે કરવો. જ્યારે કાગજના કાપ પ્રમાણે કપડું વેતરો ત્યારે કપડું ૬" લાંબુ રાખજો, કારણ મોરી વાળવા જાસ્તી જોઇશે. આ પ્રમાણે પુરૂષોનું બીજુ અગત્યનું વસ્ત્ર તમે કાપ કાપી, કપડું વેતરી, સિલાઇ કરવા જાણ્યું છે. પાક કિરતારનું હવે નામ લઇ પુરૂષનો કોટ જોઇશું.

## બટનહોલ ગુંથવા વિષે.

દરજીની કિંમત તેના હોલ ગુંથવાની સફાઇમાં છે. વસ્ત્રને દીપાવનારૂં ઘરેણું તે બટન હોય છે. માટે બહેનો તમારે હોલ ગુંથવા માટે ખંત રાખવી પડશે. વાંકા ટાંકાઓ અથવા હોલમાંથી આખું બકરૂ પેસી જાય તેવા બાકોરા ગુંથશો નહિ. હોલ ગુંથવાની આળસાઇ કરશો ના. એમ તો મુંબઈ શહેરમાં મસીનથી બે પૈસે ડઝન હોલ ગુંથવાવાળા ઘણા છે, પણ જેમ મસીનમાં જીવ હોતો નથી. તેમ મસીનના હોલમાં પણ જીવ હોતો નથી. બે ત્રણ વાર હોલ પોશું તો જાણે તાનસા તલાવ બની ગયું! તમો માટે આ હોલ ગુંથવાનો

વીક્ષય જેમ બને તેમ સહેલો બને તે સારૂ આ પ્લેટ નં૦ ૩૦ માં ૭ જુદી જુદી આકૃતિએ આખું હોલ ગુંથી તૈયાર કરવા બતાવ્યું છે.

બટન હોલ જ્યાં કરવા હોય, ત્યાં ચોકની એક લાઈનિ દોરજો. જુઓ ચીત્ર નં૦ ૨. આ લાઇન કેટલી લાંબી દોરશો? જેટલી લંબાઈ તમારા બટનની



પ્લેટ નં૦ ૩૦.

હોય તેટલીજ, અથવા એકાદ દોરો જાસ્તી રાખજો. હોલનો એક છેડો ગોળ હોય છે, જ્યારે બીજા છેડા પર ટાકાં મારી બે કપાયલા ભાગ સાથે જોડેલા જણાય છે. હોલનો ગોળાકાર નાની કાતરની અણી ખોસી જરા ગોળ ફેરવશો તો થઇ જશે. પંચ અથવા આંધરા પાડવાની પકરથી પણ કરશો તો ચાલશે. આ ચોકની દોરેલી લાઇન નજીક કોઇ પહેલા મસીન સિલાઇ કરે છે, જેથી કપડું ચુંથાતું નથી. (ચીત્ર ૧). કોઇ વળી હોલ બટનનો કાપ મૂકી કપાયલી બાજુના હોલને પહેલાં ઓટન કરે છે. કોઇ ઓટન ન કરતાં દોરાનાં એક બે તાર લઈ કોરની લાઇનિ સાથે લગાડી, જેમ કાર્ડીંગ કરીએ છીએ તેમ દોરાના તાર પરથી હોલ ગુંથે છે. (ચીત્ર ૩). જો હોલ ગુંથવાનું કપડું બહુ ઝીણું હોય, તો તેની પછવાડે એક ફાલતા કપડાને ફાંક મારી હોલનો કાપ મૂકવો. હોલ ગુંથતી વખતે આ બેઉ કપડાં સાથે લઇ ગુથવું.

## હોલ ગુંથવાની રીત.

ઉલટે પડે દોરાનો છેડો બખિયાના બે ટાંકા મારી ટાઈટ કરો. સોય ઉલટે પડેથી કપડાંમાં ખોસી બહાર કાઢો. દોરાનો એક આંટો હોલના બહારના પડ ઉપર કરો. જુઓ ચીત્ર ૪ ABC. સોય સાથનો દોરો જ્યાં A નો શરૂઆતનો દોરો છે, તેની ઉપર લાવો. સોયને હોલની ઉલ્ટે પડે ખોસી, ચત્તે પડે બહાર કાઢી હળવે હળવે દોરો ખેંચવો. (સોય બહારના દોરાની ઉપરજ રાખવી અંદર રાખવી નહિ.) આ પ્રમાણે આખેરમાં તમો દોરાના ટાંકામાં ગાંઠ બનતો જોશો. આ ગાંઠ હોલના કાપેલા ભાગની કિનારી પર અંગુઠાએ દાબી ગોઠવવા. ગાંઠો એક સરખી લાઇનમાં કોર પર રાખવાની આદત રાખજો. ટાકાંઓ પણ લાઇનમાં એક સરખાં કોર પરજ બાજુ બાજુમાં લેજો. (ચીત્ર ૫). ચીત્ર નં૦ ૪ માં E આગળ હોલનો ઉપરનો ભાગ દેખાડયો નથી, કારણ એક ભાગથી

---

ચીત્ર ખુલાસા વાર સમજણ આપે છે. ગોળાકારમાં પણ એમજ ટાકાં ગુંથવા. આ પ્રમાણે (ચીત્ર નં૦ ૬), તમારો હોલ તૈયાર બનશે. આ હોલ ગુંઠી રહ્યા પછી હોલને છેડે ચાર ઊભા ટાકાં મારવા, કે જેથી હોલ ચીરાઇ જવાના સંભવ રહે નહિ. કપડાંનાં ઉલટા પડે બે ત્રણ બખ્યાના ટાકાં મારી દોરો કાપી નાખશો. દોરો ખેંચી તોડશો નહિ, કારણ એમ કરવાથી ગુંઠેલું હોલ ખેંચાઇ જશે. હોલ પર અસ્તરી મારજો.

## પુરૂષનો ટુંકો કોટ—SHORT COAT.

કપડું :—ટુંકો કોટ ૩ થી ૩ ૧/૨ વાર. ડગલો (લાંબો કોટ) ૪ થી ૪ ૧/૨ વાર.

માપ :—કોટની લંબાઇ ૨૯" ઓપન કોલર (આખો ગોળ ફરતો માપવો) ૩૨".

કમરનો ઘેરાવો ૨૮".
બાંયની લંબાઇ ૨૨".
બેક ૬". બાંયની નીચેનો ગાળો ૧૧".
છાતિનો ઘેરાવો ૩૨".
ગળું ૧૩".
બગલનો ગાળો ૭".

### કોટના બેકનો કાગજનો કાપ.

પાક પરવરની મહેરથી આપણો વિષય સંપૂર્ણ થવા આવ્યો છે. આખેરનો પુરૂષનું વસ્ત્ર વેતરવાનું છે. આ વસ્ત્ર યાને પુરૂષનો કોટ વેતરવા ઝાઝી તકલીફ પડશે નહિ.

ઉપલા દર્શાવેલા માપથી તમે કોટ વેતરી શકશો. બીજા માપોની જરૂર નથી.

જો તમો જુનો કોટ યા દગલો તપાસશો, તો તમોને માલમ પડશે કે, Back યાને પછવાડેનો કાપ નાહનો હોય છે. યાને વચમાનો સાંધો બરાબર બગલની વચ્ચે નહિ આવતા બહારથી ખસ્તો રહે છે. તો તે માટે જ્યારે બેકમાં ઘેરાવાના માપ લેવો, તો તે માપમાં ૧" કમી લેવું. દાખલાતરીકે ઘેરાવાનુ માપ ૭" હોય, તો બેકમાં ૬" લેવું અને બેકનું વધેલુ ૧" ફ્રન્ટમાં જાસ્તી લેવું એટલે ૭" ને બદલે ફ્રન્ટમાં ૮" લેવું.

એક બ્રાઉન પેપરનો તાવ લેવો. કીનારીથી ૧ ૧/૨" પર એક સીધી લાઇન દોરો. જુઓ પ્લેટ નં૦ ૩૧, ચીત્ર A માં લાઇન AB. બ્રાઉન પેપરવાલી

કીનારીની જમણી બાજુથી ૧" છોડી એક ઉભી લાઇન TR દોરો. TR જ્યાં AB લાઇનને મળે ત્યાં Y માર્ક કરો. પોઇન્ટ T થી કોટની લંબાઇના માપની પોઇન્ટ W માર્ક કરો. (૨૯"). એક ઉભી લાઇન W થી દોરો. આ લાઇનિ AB ને જ્યાં મળે તે પોઇન્ટને O માર્ક કરો. લાઇન TW ની વચ્ચેની પોઇન્ટ કાઢી તે પોઇન્ટને X માર્ક કરો. પોઇન્ટ X થી એક ઊભી લાઇનિ XV દોરો. પોઇન્ટિ X થી આ દોરેલી લાઇનિ જ્યાં AB ને મળે ત્યા D મૂકો. પોઇન્ટિ T થી ૩/૪" ઉપર TR લાઇન પર C પોઇન્ટ મૂકો. CD લાઇન દોરી જોડો. WT અને ODC લાઇનિો વચ્ચેનો ભાગ જે બેક કાપની સિલાઈ માટે વાળવાના સાંધાનું જાસ્તી કપડું લેવાનો ભાગ છે, ત્યાં યાદ રાખજો કે આ કાપના ભાગમાં સિલાઇ માટે જાસ્તી કપડું ન લેવું. બીજું, **ગળાં કે ખભાના આકારો દોરતાં વેળાએ ગળા આગળથી ફકત ૩/૪" અને ખભા માટે ૧ ૧/૨" લેવું. નાનાઓ માટે અંદાજે ઓછું લેવું.** આ પ્રમાણે લાઇન ODB તમારે માટે ખરેખરી કોટના કાપની લાઇન બની છે. આ લાઇનથી કાપ દોરવો, નહિ કે WT લાઇનથી. ઉપર તમે કોટનુ માપ જોશો, તો કમરની લંબાઇનું માપ ન હશે, માટે પુરૂષના કોટ માટે કમરની લંબાઈ સારૂં કોટની લંબાઇનું અર્ધું લેવું. આ અર્ધાની પોઇન્ટ આપણે પહેલાથીજ D માર્ક કરી છે. આ D પોઇન્ટથી કમરના ઘેરાવાની (૭–૧=૬) ૬" એક પોઇન્ટ S માર્ક કરો. આગલા બીજા કાપોમાં કમરથી થાપા વચ્ચેની લંબાઈ ૫" થી ૬" રાખી હતી. તેમજ પોઇન્ટિ D થી ૬" બાજુમાં AB લાઇન પર પોઇન્ટ M માર્ક કરો. કોટમાં થાપાના ઘેરાવા માટે કમરનું જે માપ હોય તેનાથી ૧/૨" જાસ્તી લેવું. કમરનું માપ ૬" છે, તો એક લાઇન MN ૬ ૧/૨" ની પોઇન્ટ M થી દોરો. બાકી રહી છાતિના ઘેરાવની લાઇન. બગળ ૭" છે, તો Y થી ૭" પર એક પોઇન્ટ Z લાઇન AB પર માર્ક કરો. Z થી એક ઉભી લાઇન દોરો. આ લાઇન નીચે લંબાવ્યાથી DC લાઇનને I આગલ મળશે. Z થી છાતિના ઘેરાવાની એક ૭" (૮–૧=૭) ZJ દોરો. પોઇન્ટો J, S અને N જોડો અને N થી સીધી લાઇન લંબાવી W થી દોરેલી લાઇનને પોઇન્ટ P પર મેળવો. કોટમાં ગળા માટે ૧/૪" કમી લઇએ છીએ તેમ ન લેતાં ૧/૪" વધારે કમી લેવું. એટલે બધું મળી ૧/૨" કમી કરવું. બેક ૭" નો છે, તો અર્ધું કરી ૧/૨" બાદ કરશો, તો ગળાંનું માપ ૩" થશે. પોઇન્ટ Y થી ખભાનું માપ ૭" છે, તે માપની પોઇન્ટિ Y થી G માર્ક કરો. Y થી ૩" પર F માર્ક કરો. કોટમાં ખભાંના ગાળા માટે ૧ ૧/૨" અને ગળાં માટે ૩/૪" યા ૧/૨" લેવું. (નાનાઓ માટે ૧" અને ૧/૪" લેવું). જુઓ પ્લેટ નં૦ ૩૧, ચીત્ર A માં H અને E પોઇન્ટો. H અને

E પોઇન્ટથી ગાળો દોરો. પોઇન્ટ G થી એક આડી લાઇન દોરો જે IJ ને K આગળ મળશે. JK ના માપની KL પોઇન્ટ કરી સેન્ટરો લેઇને બાંયનો ગાળો દોરો છો, તેમ JLH બાંયનો ગાળો દોરી લેવો. FE ગળાનો ગાળો નીચે સુધી લંબાવો, જે WT લાઇનને U આગળ મળશે. આ પ્રમાણે તમારો ટુંકા કોટનો બેક કાપ થયો છે. FUWPNSJH કાપી કાઢશો, તો કોટ નો બેક કાપ થશે.

## SHORT COAT નો ફ્રન્ટ કાપ.

ઉપલો બેક કાપ જે કાપીને તૈયાર કીધો છે, તેને બીજા બ્રાઉન પેપર પર પીન કરો. કાપની WXU ની કોર પેપરની કોરેકોરે મુકવા ધ્યાન રાખજો. પીન કર્યા પછી બેક કાપને ફરતે પેન્સીલથી લાઇન દોરી બ્રાઉન પેપર પર બેકના અંગ્રેજી અક્ષરો લખી દેવા. જુઓ પ્લેટ નં૦ ૩૨, ચીત્ર Front. બેક કાપમાં સુધારો કરી હવે ફ્રન્ટ કાપ કરીશું.

બેક કાપમાં જે જાસ્તી ભાગ લીધો હતો, તે બેક કાપમાં સિલાઇ માટે હતો. કોટના બે આગલા ભાગો ઉઘાડા હોય છે, તે પર હોલ બટન થાય છે. આ પડો જે એક પર એક પડે છે, તે માટે જાસ્તી કપડું ફ્રન્ટમાં જોઇશે. આ બેકનો નીચેનો જાસ્તી ભાગ આ બે પડ માટે ઉપયોગી થઇ પડશે. આપણે પહેલાં ઓપન કોલર વેતરશું. FU લાઇન જે બેકમાં ગોળાકાર હતો, તે ન લેતાં આ આકારને સીધોજ રાખવો ગોળાકાર આપવો નહી. ઓપન કોલરનું માપ ૩૨" લીધું છે. કોલર બે ઉઘાડા ભાગ પર વેતરાસે, માટે ૩૨" નું અર્ધું ૧૬" થશે. આ ૧૬"મા બેકના કોલરનું પણ માપ આવી જાય છે, તો તે માપ બાદ કરવું પડશે. બેકના ગળાંનું માપ ૩" લીધું, તો ૧૬"-૩"=૧૩". પોઇન્ટ F થી ૧૩" નું માપ વી શેપ ના માપ માફક લેવો. ચીત્ર પ્રમાણે FY લાઇનિ ઓપન કોલરની લાઇન થઈ, FYUG ઓપન કોલર થશે. તમને કોલર પહોળો જોઇએ, તો Y થી એક ત્રિકોણુ કાગજનો કાપ જોડવાથી વધુ પહોળો થશે. જુઓ ચીત્રમાં L નો ભાગ. બેક કાપના ઘેરાવામાં ૧" કમી લેવાથી ફ્રન્ટમાં જાસ્તી ૧" લેવાનું છે. તે ઉપરાંત હમેશ કોટ બેક કાપ કરતાં ફ્રન્ટનો કાપ નાના માટે ૧ ૧/૨", મોટા માટે ૨ ૧/૨" અને જાડા માટે ૩ ૧/૨" વધુ જાસ્તી લેવું. એટલે બધું મલી મોટાં માટે ૧"+૨ ૧/૨"=૩ ૧/૨" જાસ્તી લેવું પડશે, તો J થી E, S થી C, N થી B અને P થી A ૩ ૧/૨" વધુ લાંબો કાપ કરો. ABCE જોડો. આ તમારો ફ્રન્ટનો પહોળો કાપ થશે. ફ્રન્ટની બાંયનો કાપ પહોળો કરવા બેકનો ગોળ આકાર JH ની ૩/૪" નીચે એક બીજો ગોળ આકાર RH દોરો. હવે ETRH ગોળાકાર જે RH ને E સાથે જોડવાથી ફ્રન્ટ કાપનો બાંયના ગાળાના કાંપ બનશે. જુઓ પ્લેટ નં૦ ૩૨.

## શોર્ટ કોટની બાંય.

એક ડબલ ઘડી કીધેલું બ્રાઉન પેપર લો. જમણી બાજુથી ૨" છોડી લાઇન BI દોરો. આ લાઇન BI નું માપ બગલના ગાળાનું ૭" છે, તેટલું લેવું. બેકનું માપ ૬" છે, તેનું અર્ધું એટલે ૩" B થી અંદર પોઇન્ટ A માર્ક




પ્લેટ નં૦ ૨૨.

કરવી. પોઈન્ટ B થી બાંયની લંબાઈ ૨૨" છે, તેની D પોઈન્ટ માર્ક કરવી. BD નું અર્ધું એટલે ૧૧" પર H માર્ક કરો. પોઈન્ટ D થી ઉભી લાઈન દોરો. D થી ૧/૨" ઉપર K મૂકો. H થી ૧ ૧/૨" ઉપર પોઈન્ટ N મૂકો. KHA ગોળાકારે મેલાવો. બાંયની નીચેના ગાળાનાં માપનું અર્ધું કરી પોઈન્ટ K થી એક લાઈન KS દોરો પોઈન્ટ K થી ૧" અંદર પોઈન્ટ U મૂકો. S અને U જોડો. N થી એક ઉભી લાઈન દોરો જેનું માપ સાધારણ માણસ માટે ૧ ૧/૨" અને જાડા માટે ૨" બાંયના નીચેના ગાળા કરતાં વધારે લેવું. ૫ ૧/૨" + ૧ ૧/૨"=૭" નું માપ થશે. પોઈન્ટ N થી ૭" ની લાઇન NE દોરો. પોઇન્ટો S, E ને I ગોળાઇએ જોડશો, તો બાંયની લંબાઇનો આકાર બનશે. BI લાઈન વચ્ચે M પોઈન્ટ મૂકો. પહેલાં AI ને છાલકી ગોળાઇએ મેળવો. SUNAIE કાગજના કાપનું ઉપલું પડ બાંય માટે બગલની અંદરનો કાપ થશે. ખભાંની આગળનો બાંયના કાપ માટે IMA નો ગોળાકાર જોડો. ત્યારે આ SUNAMIE કાપવાથી બાંયનો ઉપરનો કાપ તૈયાર થશે.

ત્યારે તે પાક કીરતારના શુક્ર ગુજારતાં આ આખેરના કાપને મારી વાહલી માદરની યાદગારીમાં SUNAMIE નો પ્યારો શબ્દ આપી, દાયકાઓની મુરાદ પાર પાડી છે. લાખો શુક્ર તે પાક કિરતારનાં (જુઓ પ્લેટ નં૦ ૩૧, ચીત્ર B).

## કોટના કાપો પરથી કપડું વેતરવા વિષે.

પુરૂષોના કોટના ઘણાખરા સાંધા પહોળા બનાવવા પડે છે, તે માટે ખભાં ને બાંય માટે ૧" અને બીજા સાંધા માટે ૧ ૧/૨" જાસ્તી રાખવું. બેકના કાપમાં WXU કાપમાં જાસ્તી ન રાખવું, કારણ કાપમાં જાસ્તી રાખેલું છે. FG અથવા FH ૧/૨" રાખવું, કેમ કે એની સાથે કોલર જોડાશે. એજ પ્રમાણે ફ્રન્ટમાં પણ જાસ્તી કપડું સાંધાઓ માટે લેવું. એ માટે તમારી પાસે બાજુમાં એક જુનો કોટ રાખજો, કે જેથી તેના સાંધાની પહોળાઇ માટેની સમજણ પડે.

બેક કોલર અને ઓપન કોલર બાનુઓના કોટમાં દર્શાવ્યા પ્રમાણે તૈયાર કરવો. કોટના ઓપન કોલર માટે અંદરના પડ સારૂ ચીત્રમાં બતાવેલી ડોટેડ લાઇન પ્રમાણે બાનુઓના કોટ મીસાલ વેતરવા યાદ રાખજો. જુઓ પ્લેટ નં૦ ૩૨. બાંયના સાંધાઓ માટે ૧" જાસ્તી કપડું રાખવું. બાંયની નીચેનો ગાળો વેતરવા કપડું ૨ ૧/૨" થી ૩" જાસ્તી રાખવું. કારણ બાંયને નીચેથી અંદર વાળવી પડશે.

## કોટની સિલાઇ વિષે.

જે સાંધાઓ પહોળા કરવાના છે, તે પહોળા કરજો. ઓપન અને બેક કોલર માટે બાંતુઓના કોટની સિલાઇના વિષયમાં જુઓ. સાંધા બરાબર ઉલ્ટે પડે મસીન સિલાઇ કરી એક સરખાં પહોળા વાળી ઓટન કરજો. અસ્તરીની મદદ વારંવાર લેજો.

## ખીસાં અને કોટના ચમતા.

કોટની ડાબી બાજુએ હમેશાં બહારથી એક ખિસું આવે છે. આ ખિસું કેમ મૂકવું એ લખવું જરા મુસ્કેલ છે, કારણ નાના મોટા માટે ચોક્કસ માપ લખી શકાય એમ નથી. મોટા માટે ખભાંની પોઇન્ટ F થી બરાબર ૭ ૧/૨" નીચે મૂકવું, અથવા નાના મોટા માટે જે બગલના ગોળાકારની પોઇન્ટ J છે તેની લાઇનમા અથવા ૧" નીચે મૂકવું. આ ખિસું સીધુ નહિ મૂકતાં બગલના આકાર આગળ યા નીચે સીધી લાઇનિ દોરી આ લાઇનના કોલર આગલના છેડાની નીચે નાના માટે ૩/૪", મોટા માટે ૧ ૧/૪" પર પોઇન્ટ કરી બીજી આડી લાઇન દોરી જોડવી. આડી લાઇનિ પર ખિસું મૂકવું. આ ખિસું ૩" થી ૪ ૧/૨" પહોળું અને ૪" થી ૫" લાંબું બનાવવું. ખિસું કોલરમાં ઢંકાય ન જાય, તે માટે કોલરની બહારથી આવે એમ લાઇન દોરી કાપવું. કોટની નીચેનાં ખિસાં કમરની લાઇન અને કોટની બોર્ડર વચ્ચે કરવાં. મોટા માટે આસરે કોટની બોર્ડરથી ૧૦" પર મૂકવા. આ ખિસું ૬" થી ૭" પહોળું બનાવવુ. અને કોટની બોર્ડરથી ૧" યા ૨" ઉપર રહે તેટલું લાંબુ બનાવવું. ખિસાને Flap યાને ઢાંકણુ કરો, તો તે ૧ ૧/૨" થી ૧ ૩/૪" પહોળું રાખજો.

કોટને બંધ બેસતો કરવા ફ્રન્ટમાં લાંબા ચમતા લેવાય છે. ઉપરનું ખિસું જ્યાંથી શરૂ થાય છે ત્યાંથી ચમતો લઇ નીચેના ખિસાં સુધી ઉતારવો. આવી રીતે બેઉ ફ્રન્ટના કાપમાં ચમતા લેવો. (પ્લેટ નં૰ ૩૨. ચીત્ર Front મા DART) જમની બાજુએ ઉપર ખિસું ન આવવાથી તેનો ચમતો ખભાથી ૭ ૧/૨" માપી શરૂ કરવો. આ પ્રમાણે ફ્રન્ટમાં બે ચમતા થશે.

ફ્રન્ટના બે પડોને નીચેથી ગોળાકાર યા જેવો આકાર કરવો હોય, તે શર્ટના પ્રકરણમાં જેમ નીચેથી ગોળાકાર કાપ્યો હતો, તે પ્રમાણે કરવો. આ ગોળાકાર ૩" × ૩" જેટલો કરવો.

## ખિસાં કાપવા અને વેતરવા વિષે.

મારી બનતી શક્તિએ તમને દરેક ચીજ સહેલ કરવાની કોશેષ કરી છે, માટે ખિસાંનું પ્રકરણ પણ મુશ્કેલ ન લાગે, તે માટે વિગતવાર તપાસીએ.

## ફ્રન્ટનું ઉપલું ખિસું.

જ્યાં તમારે ખિસું કરવું હોય, ત્યાં જેટલું પહોળું જોઇએ તેટલી પહોળાઈની લાઇન ટેલરસ ચોકે દોરી, દોરેલી લાઇન પ્રમાણે કાપવું. તમે જો ડાબી બાજુનું કોટનું ઉપલું ખિસુ તપાસશો, તો કોટના કપડાની એક પટી ખિસાના મહોં પર સીવેલી હશે, તો આપણે તે વેતરવાનો યત્ન કરશું. પહેલાં ખિસું જેટલું પહોળું જોઇએ તેના કરતાં સિલાઈ માટે બે છેડા મળી ૧" જાસ્તી લાંબી પટી લેવી. ખીસું ૩" પહોળું હોય, તો પટી ૪" લાંબી લેવી. પટીની પહોળાઇ ૧" છે, તો પટી સિલાઈ માટે રાખતાં ૧ ૩/૪" પહોળી થશે. કપડાં પર ખિસાનો કાપ કાપયાથી A અને B કપડાંનાં બે ભાગ થશે. ચીત્રમા B કપાયેલા ભાગ પર આ બહારની પટી મૂકવી છે. આ પટીનો ઉલતો ભાગ ઉપર રાખી કાપેલા ભાગ B સાથ કોર પર ફાંક મારી મસિન સિલાઇ કરવી. હવે આ પટીની એક સાઇડ સીવ્યા વગરની પટી છે. તો જેટલું ખીસું લાંબુ જોઇતું હોય તેટલી લંબાઈ કરતાં ૧" જાસ્તી લાંબો ખિસાંની અંદરના કપડાંનો કાપ વેતરવો. ખિસું લાંબું ૫" નું કરવાનું છે, તો કપડું ૬" થશે. ત્યારે ખિસાની અંદરનું કપડું ૪"×૬" નું કાપવું. બીજો ટુકડો જે કોટના કપડાંના ઉપલા (A) કાપેલા કાપ સાથે જોડાશે, તે ૧" કમી કાપજો. (૪"×૫"). આ ૪"×૬" નું લાંબુ કપડું ચીત્રમાં બતાવેલા B ભાગ પર જે કપડાંની પતી સીવી છે, તે પતીની સીલાઇ વગરની કોર સાથે ફાંક મારી મસીન સિલાઈ કરવી પછી ઉથલાવી પાછી મસીન સિલાઇ કરવી. ખિસાનું કપડું કાપેલા ભાગની અંદર ઉતારવું. એજ પ્રમાણે કોટના કપડાંના ઉપલા કાપેલા ભાગને (A) પણ બીજો ૪"×૫" નો ટુકડો કાપી સીલાઈ કરી અંદર ઉતારવો. ખિસાનું કપડું અંદરથી બધી બાજુથી સીવી લેવું, અથવા

---

તો એ બેઉ પડ બહાર રાખી સિલાઇ કરવી અને પછી બન્ને પડ અંદર ઉતરવાં. ઉપલી પટીના બે છેડા બરાબર વાળી કોટના કપડાં સાથે સિલાઈ કરી દેવી. એ માટે જુનો કોટ તપાસવો. (ચીત્ર માટે જુઓ પ્લેટ નં૦ ૩૧, ચીત્ર C).

ચીત્રમાં A ને B બે ખિસાંની અંદરના કપડાં છે. જે ડોટેડ લાઇન છે, તે ફ્રાંક મારી સિલાઇ માટેની છે. સિલાઇ કર્યા પછી કોથળી જેવું બનાવ્યાં પછી Cut લખ્યું છે, તેમાંથી ખોસી દેવું. આ પ્રમાણે તમે દરેક જાતના ખિસાં બનાવી શકશો.

## FLAP યાને ખિસાંનું ઢાંકણુ.

જો તમારે ખિસાંને ફ્લેપ કરવો હોય તો આ આખો તૈયાર કીધેલા ફ્લેપને A ના ખિસાના અંદરના પડની નીચે Cut ની ઉપલી બાજુ સાથે ખિસાનું કપડું અને ફ્લેપને સાથે ફ્રાંક મારી સિલાઈ કરવી. ફ્લેપને બહાર રહેવા દેવો અને ખિસાનાં A અંદરના ભાગને Cut ના ખાંચામાંથી અંદર મુકી ઉપર જણાવ્યા પ્રમાણે સિલાઈ કરવી. આ પ્રમાણે હરેક જાતના ખિસા તૈયાર કરી શકાય છે.

## લાંબો ડગલો વેતરવા વિષે.

જેટલો લાંબો ડગલો વેતરવો હોય, તેટલી લંબાઇ W થી ફ્રન્ટ અને બેક કાપમાં વધારવી પહોળાઇમાં ફ્રન્ટ અને બેકમાં જેટલુ માપ WP યા WA નુ હોય તેનાથી બે ઇંચ જાસ્તી પહોળું નીચેથી લેવું. કાપોની બન્ને કોરો લંબાવી કાપ કાપી કપડું વેતરશો તો ડગલો બનશે.

## ટાઈ યાને NECKTIE.

ઈન્સાન જન્મતાંજ નકલ કરવામાં એકકો હોય છે. એક બાળકને બોલતાં ન આવડે, તે અગાઉજ તે નકલ કરવામાં હોશિયાર જણાય છે. તે પોતાના માદર પેદરની રીતભાત લેતું ઉપરે છે. એક બીજાની નકલ કરવામાં બૈરાંઓ વિશેષ હોશિયાર હોય છે. જો તમારે ટાઈ બનાવવો હોય, તો નકલ કરવા એક જુનો ટાઇ પાસે રાખવો.

જુના ટાઇના ટાકાં ઉખેડી અસ્તરી મારી ખુલ્લો કરી ટેબલ પર બીછાવો. એજ માપનો એક કાગજનો કાપ વેતરો. આ બ્રાઉન પેપરના કાપની આખ્ખી લંબાઇ માપો. આ લંબાઈના માપ ને ચારે ભાગો (૪૮" ÷ ૪" = ૧૨"). સાંકડા છેડાથી ૧૨" માપી તમારો બ્રાઉન પેપરનો કાપ આડકત્રે કાપો. જો તમો કાર્ડબોર્ડનો કાપ કાપશો, તો તે હમેશ માટે ઉપયોગમાં રહેશે. ટાઈના

નીચેના બે છેડાના ટાકાં પણ ઉખેડી નાંખવા. ટાઇના બે ભાગ હોય છે. એક ભાગનો છેડો પહોળો અને બીજાનો સાંકડો હોય છે. જો ૩૨" પનાનું કપડું હોય, તો ૧ વારમાં ચાર ટાઈ ઉતરશે. પણ જો ૫૦" પનો હશે, તો ૬ ટાઇ ઉતરશે. ટાઈ હમેશાં આડકત્રે વેતરવો. ટાઈના નીચેના છેડાની બે કોર કાટખુણે કાપેલી હોય છે. એક કોરની સિલાઈ કરવામાં આવતી નથી, કારણ ટાઇનો કાપ કપડાંની વણતની કોરે ગોઠવી કાપવામાં આવે છે, કે જેથી એક કોર કપડાંની વણુતની કોરની બને છે. જુઓ પ્લેટ નં૦ ૩૧, ચીત્ર D.

૩૨" પનાનું એક વાર કપડાંને અધવચ્ચે વાળી ઘડી કરો. આ પ્રમાણે બે સરખા ભાગ થશે. ચીત્ર પ્રમાણે કાર્ડબોર્ડના કાપો ગોઠવો. ટેલર્સ ચોક આજુબાજુ લાઇન દોરી ૧/૪" સિલાઈ માટે બધી બાજુએ રાખી કપડું વેતરો. જે કોર કપડાંની વણતની હોય અને જ્યાં સિલાઇ કરવાની ન હોય ત્યાં સિલાઇ માટેનું જાસ્તી કપડું રાખશો નહિ. કેટલીક ટાઇમાં સુતરાઉ અસ્તર હોય છે. અને કેટલીકમાં રબરનું અસ્તર કરવામાં આવે છે. આ અસ્તર ટાઈના કાપ જેટલુંજ લેવું. સિલાઈનું વધારાનું કપડું લેવું નહિ. આ અસ્તરનું કપડું ટાઇના કાપ કરતાં ૪" લંબાઈમાં ઓછું લેવુ.

## ટાઇની ગોઠવણ અને સિલાઇ વિષે.

સ્ટ્રેપ્સ યાને પટાવાળા ટાઇ બહુ આકસીટ લાગે છે. ટાઇ સુતરાઉ અથવા રેશમી કપડાંના બને છે. ટાઈનો પહોળા છેડાનો ખુણો ૫" થી ૬" ના માંપનો હોય છે. જ્યારે સાંકડો છેડો ૩" x ૩" અને લંબાઈમા આખા ટાઇના માપના ચોથા ભાગ જેટલો લાંબો હોય છે. પ્લેટ નં૦ ૩૧, ચીત્ર E, ટાઈના બન્ને ભાગોના કાપો. ચીત્ર D પ્રમાણે ગોઠવી વેતરો. અસ્તર માટે હલકી વણાતનું કપડું અથવા રબર વાપરજો. નાનો અને મોટો ભાગ સીલાઇ કરી જોડો. સીલાઇ કર્યા પછી કાપોને ટેબલ પર બીછાવી અસ્તરી કરો. તેજ પ્રમાણે અસ્તર વેતરી અસ્તરી કરો. ટાઇ અને અસ્તરના ઉલટાં પડો ઉપર રાખી એકએક પર મુકો આ બેઉ પડોને સાથે વચ્ચેથી ઘડી કરી ફાંક મારી સીધી મસીનની સિલાઈ કરો. ફાંક અને મસીન સિલાઈ પહોળા અને સાંકડા છેડાને કરવી નહી, પણ સીધી લંબાઇ એજ કરવી. આ ઉલ્ટા તૈયાર થયલા ટાઇને ઉથલાવી ચત્તુ પડ બહાર કાઢો. ટાઈનો જે ભાગ કોલરની અંદર રહે તે ભાગને એટલેલગ ભગ વચ્ચેથી બેઉ બાજુએ ૫" યા ૬" જેટલા ભાગને સીધી બે ત્રણ લાઈનની મસિન સીલાઈ કરવાથી અસ્તર અને ટાઈનું કપડું સિલાઇ થવાથી ડુચો થશે નહિ.






















ફેશન પ્લેટ નં૦ ૫૧.

પાછી અસ્તરી મારી નીચેના છેડાની કોરોને ઝીણી બોટન કરશો, તો ટાઇ તૈયાર થશે.

તમારી પાસે બાનુઓના વસ્ત્રો વેતરેલા કપડાંના ફાલતુ રેજાઓ પડેલા રહેશે. આ રેજાઓને ટાઇના કાપેલા કાપો પર મુકી માપવા. જો માપસર ના હોય યા લંબાઇમાં ૨" યા ૩" ઓછા પણ હોય, તો અંદાજ રાખી ટાઇ વેતરજો, ટાઇઓ તૈયાર કરી વેચશો તો સારી કીમત ઉપજાવી શકશો. વળી રેશમી ટાઇ તો બઝારમાં બહુ મોઘા મલે છે. તમારા આ ધંધામાં કોઇબી કપડાનો ટુકડો નકામો છે એમ વીચારશો નહી. મહેનત કરો અને ટુકડે ટુકડાનો ઉપયોગ કરો અને સંસાર સુખી બનાવો.

પુરૂષોના પોષાક વેતરવા વીશે ટુંકમા ઘટતો ખુલાશો કીધો છે, તે સાથે જો તમો જુના વસ્ત્રોની મદદ લેશો, તો તમારૂં કામ સહેલ થશે. પ્રથમ તો થોડાક વસ્ત્રો તમારા કુટંબીઓના વેતરી જોઇ તમારી ગુંચવણો દુર કરશો. ત્યારબાદ ઘરાકના કપડાં હલવે હલવે બરાબર કરી પુરવીન બનજો. પુરૂષોના વસ્ત્રોમાં ફેશનો નથી, તો પણ ફેશન પ્લેટ નં૦ ૫૧ માં તમારી નજર દોડાવશો.

ટુકડે ટુકડે આપણો વીશય પુરો કરવાને, હું તે પાક પરવરની મહેરથી ભાગયવંત થયો છું, એ માટે જેટલો ઉપકાર માનું એટલો ઓછો છે. ખુદાનું નામ લઇ તમો પણ કામ કરશો, તો ધીરે ધીરે તમો પણ ફાવશો અને તમારી મુરાદો જરૂરજ ફળશે. તમો મારી મહેનતનો જશ મેલવો અને કુટુંબ કબીલા અને બાલ ગોપાલ સાથ સદા સુખી અને આનંદી રહેજો.

"રોશન મહેર".



# મારી મમ્માના છેલ્લા સોનેરી સખુનો.

દાદાર હોરમઝદની મદદ ને મહેરથી મારી નજદીક ૧૦ વર્ષની મહેનતનો જશ આ કીતાબથી મેળવવા ખાહેશ રાખું છું. ત્રણ ડાયકાની મારી મુરાદ ફલેલી જોવા ભાગ્યવંત બનું, તે માટે હું તે કીરતાર પાસ હરરોજ દુવા ગુજારૂં છું. જો મારી આ ખાહેશ પાર પડે, તો જેટલી ખુશાલી પાણીના પ્યાસાને રેતીનાં રણમાં પાણી જોતાં ઉપજતી હશે, અથવા જેમ એક નાના બાળકને પોતાની માવતરને લાંબા વખતે મળવાથી જેટલો આનંદ થતો હશે, તેનાથી હું બમણો ખુશી થઇશ. થોડા વખતમાં દુનિયા મને ઘરડો પુકારશે, પણ તે પ્યારા શબ્દ મમ્માનો ખ્યાલ આવતાં, અગર આજુબાજુના નિર્દોષ બચ્ચાંના મ્હોંમાંથી સરી પડતો મમ્માનો સાદ મને એક બચ્ચું બનવા લલચાવે છે. આટલી ઉંમર હોવા છતાં હજું પણ કેવું ઇચ્છુ છું, કે હું પણ મારી મમ્માની ગોદમાં રહું. હા તે પ્યારી મમ્માની ગોદ જેવી કીમતી ધનવંતી મિરાસ આગળ દુન્યા ભરનો ખજાનો મારે મનથી એક ડમરી પણ નથી. મારા તે કંગાળ વખતમાં ફક્ત સ્વપનામા પણ તે નેક દીદાર નિહાળતો, તો સર્વે દુઃખો દિવસોના દિવસો સુધી ભૂલી જતો અને મને એમજ લાગતું કે તે મારી પ્યારી મમ્મા મારી સામે હજુ જીવતી છે.

ઘણીક વખત અખબારોમાં અથવા દાહ્યા પુરૂષોને બોલતાં સાંભળ્યે છીએ, કે નેક ઇન્સાન પોતાનું મોત ગુજરવાના થોડા દિવસ અગાઉથી પોતાના નેક કર્મ યા ખુદાની બસારતથી જાણતો થાય છે. એક ઇન્સાન લાંબા વખત સુધી જીવતો હોય તો તેમાં દુઃખ જેવું ઝાઝુ કાંઇ નથી, પણ જવાન જીવ, સેંકડો મુરાદો ભર્યો જીવ, પોતે પોતાની ટુંક ઉમરમાં જો નેકીના ચર્ણે મોત ભાખી શકતો હોય, તો તે ઇન્સાનને આ ફાની દુનિયા છોડતાં, અરે તેના વહાલાંમાં વહાલાં ફરઝાંદોની ભલાઇ લેવા વગર જતાં, તે ઇન્સાનને કેટલું દુઃખ ઉપજ્યુ હશે, તે લખવું તો શું પણ કલ્પી શકવું પણ મુશકેલ છે. આ નેક ઇન્સાનોના મોંમાથી પોતાની યતીમ ઘડીએ સરી પડતા શબ્દો એક હીરા મોતીના હાર કરતાં પણ કિમતી હોય છે. મારી તે નેક માદરના મરણની થોડા દિવસ અગાઉ બોલાયલા બોલો મને આજે પણ યાદ આવે છે. આ શબ્દો રોજીંદા સંસારમાં મારા જેવી બીજી દુખી બહેનોને તેઓના દુઃખમાં મદદગાર થઇ પડશે, તે સારૂ આ નાનકડી કીતાબમાં ઉમેરો કરવા હું મારી લાલસા થોભાવી શકતો નથી.

## નેક નસીહત.

દીકરા મારી જીંદગીનો ભરોસો નથી. ઘરડાં મરે અને જુવાન જીવે એવું પણ કાંઈ નથી. હું આટલી આસુડી, જુવાન છું, તેથી આમ ના સમજતો કે હું ઘણું જીવીશ. વખતે ખુદા મને કાલે પણ બોલાવે, તે માટે આ મારા શબ્દો જીંદગી પર્યંત ભુલતો ના.

**(૧) કોઇ દિવસ પણ ફાટાં કપડાં પહેરી કોઇને ઘરે જતો ના. ફાટું હોય તો સીવી લેજે. ફાટું પહેરતાં આપણે શરમાવું જોઇએ. તારી ગરીબાઇમાં કોઇ મોટાં કપડાં આપે, તો તે ટાંકી લઇ પહેરજે. મોટાં કપડાં ટુંકા કરીને પહેરવામાં શરમ જેવું કશું નથી.**

હા, આજ તે શબ્દો હતા, કે જે શબ્દે મને આ નાનકડી કિતાબ લખવા ઉશ્કર્યો હતો. આ કિતાબ માટે હું એટલો બધો ઉમંગી બન્યો કે રાત્રે મને ઊંઘ જેવું કાંઇ હતું નહિ. રાતદિન એ કિતાબનો વિષય મારા મગજમાં ગુમ્યા કરતો અને મારૂં સર્વ દુઃખ ભુલી જતો. મારી મમ્માના આ સોનેરી સખુનો મેં પાલ્યા એટલુંજ નહિ, પણ ફક્ત ફાટેલાં કપડાં સીવી કે મોટાના નાના, કરી પહેરવા કરતાં, પણ એક ડગલું આગળ વધી સઉથી સહેલી રૂઢીથી નવા વસ્ત્ર કેમ વેતરવા અને સિલાઇ કરી ગુજરાન કેમ કરવું, તે માટે આ કિતાબ મેં મારી બીજી દુઃખી બહેનો માટે બહાર પાડી છે. **આ મારી મમ્માની પ્યારી યાદ છે.** મારા મમ્માના નેક સખુનો પ્રમાણે હવે વખતે મારી પણ જીંદગીનો ભરોસો હોય નહિ, માટે ગરીબ દુઃખી બહેનો, આ કિતાબ વાંચી તમો જો કમાતાં થાઓ, તો હરહમેશ ગરીબ હમદીનોના તેઓના બાળગોપાલના શરીર ઢાંકવા વસ્ત્રો સીવી આપજો. આવા નેક કામો માટે ખુદા તમારી રોજીમાં વધરો કરશે અને તમારૂં જીગર હમેશાં અંદરથી ખુશી રહેશે. પૈસાના પાપી પુજારી બનતા ના. નેકીનો ખજાનો એકઠો કરજો. આ નેકીનો ખજાનો ગમે તે વખતે આ દુન્યામાં તો શું પણ આવતી જીંદગીમાં પણ વતાવી શકશો અને બંન્ને જીંદગીમાં સુખી રહેશો. હું કેવું ઇચ્છુ છું કે થોડાને પણ કમાતા જોવા હું જીવું. પણ ખરેખર, મારી મમ્મના કહેવા મુજબ જીંદગીનો ભરોસો નથી.

**(૨) દીકરા ભીખ માંગવી એ પાપ છે. ખુદા એથી નારાજ થાય છે. ખુદાએ તને બે હાથ બે પગ આપ્યા છે, તેનાથી કમાઇ ખાજે.**

આ કેવા તીર જેવા ખુંચતા શબ્દ છે. આ શબ્દો હું કદી વિસર્યો નહિ. મારી કંગાળિયતમાં પણ એનો અનાદર કરી શકયો નહિ. બલકે ખુદાએ મારૂં મોં બંધ કરી દીધું. મહિનાના મહિના સુધી આજે કમાઇશ, કાલે કમાઇશ કરી એકાદ બે પૈસાના ચણા ખાઇ દહાડા કાઢતો. કોઇ મારો ભરમ જાણતા હતા નહિ. જે મારા એકાદ બે મિત્રો આ વાત જાણતા અને જો તેઓનો કદાચ અચાનક મેળાપ થતો, તો તેઓ મને જમાડતા. એઓના ઉપકાર માનવા જેટલા પણ શબ્દો હું ઉચ્ચારી શકતો નહિ. માત્ર મારી આંખમાં પાણી ભરાઇ આવતાં, તે સિવાય બીજું કશું કરી શકતો નહિ. અરે! કેટલીક વખત તો જેમ ગાંડા માણસની પછવાડે કુતરા ભસે છે, તેમ મારા હાલ પર રસ્તે શેરીના કુતરા પણ ભસતા. જો મને કોઇ ખવાડતું, તો તેની રજકણ દાંતમાં ખુંચતી, તો તે પણ થુંકી નાંખવા પાપ માનતો, કારણ મારૂં મન એમ કહેતું, કે એટલી રજકણ પણ દહાડાના દહાડા સુધી મને મળી શકતી ન હતી. કોઇનું પણ કામ કરવા તત્પર રહેતો, પણ કદી ભીખ માગી ખાતો નહિ. જો કામ હોય યા ન હોય તો પણ મારી આંગળી પર યથા અથેમ ભણતો, અથવા મારો મુશ્કેલ વખત પસાર કરવા ગીતો લલકારી મન મેળવતો. આટલી મુશીબતો છતાં પણ દુઃખી બહેનો, હું ખાતરીથી કહીશ, કે તમે જો સાચાં હશો અને ખુદાપર ભરોસો રાખી નેક રાહે ચાલશો, તો તમે ફાવશો. જુજ વખતમાં અધીણુ ખાવું, અગર મુશ્કેલીમાં પંચાયત વગેરેમાં રખડી ભીખ માગી લાવવા કરતાં આ હુન્નર લેવો. જો તમો ગરીબ હો તો ગભરાશો નહિ. **જો સીવવાનું મસીન ન હોય તો નાસીપાસ ના થતાં. પહેલાં કપડાં વેતરતાં શીખજો અને પછી હાથની સિલાઇ સસ્તે દામે કરી થોડા પૈસા કમાતા થાવો.** ધીરજ, ખંત અને તે પાક કિરતાર પર શ્રદ્ધા રાખશો, તો આપ મેળે મસીન પણ ખરીદી શકશો. મારી પ્યારી મમ્માનાં સોનેરી સખુનો તમારા અંતરમાં કોતરી રાખજો કે **"ભીખ માગવી હરામ છે".**

માટે દુઃખી બહેનો, તમે હુન્નર શીખો. આ કીતાબ વાંચી સમજ ન પડે, તો અમોને પૂછજો. ગરીબ બહેનો માટે અમારા દરવાજા ખુલ્લા છે. તમો ભીખ માગવા જેટલી પંકિત પર ઉતરશો નહિ. તે ખુદા પર ભરોસો રાખશો તો સર્વે સારૂં થશે. રાત પછી દીન આવે છે તે ભૂલતા ના. તેમ તમારો પણ એક દિવસ સૂરજ જરૂર ઊગશે. ખુદાને તરછોડી બાવા, પીર, સાંય, સાધુ, કબર દરગાહ, એ સર્વે ફોકટ (Humbug) ફાંફાં છે. જે લોકો એ બદીમાં તમોને જવા લલચાવતા હોય, તો જરૂર માની લેજો કે એઓ કમીશન રાખી પોતાનું ગુજરાન કરે છે. માટે પાક કિરતાર પર ભરોસો રાખી સર્વે તે પરવરની મદદ પર છોડી દેજો.

મારા બચપણુના વખતમાં હું હમેશ જોતો કે જો કોઇ સીક માંદુ પડતું, તો આખો મહોલ્લો એક થતો. અરે! કોઇને ત્યાં માથો બનાવ બનતો તો સર્વે તે દુઃખીની સેવામાં હાજર થતાં. પણ મારા ધારવા પ્રમાણે તે સુખી જમાનો મારા મમ્માના ગુજરવા સાથે બદલાઈ ગયો છે. આ નીચલા સખુનો જરૂરજ તમારી છાતીમાં તો કોતરી રાખજો.

**(૩) દીકરા, ફલાના ભાડુતને જોતાંજ મારા દીલમાં લાગે છે કે એ ભાડુતો આપણા સુખી સંસારનું સત્યાનાશ કરશે.**

ખરેજ, ઉપલા શબ્દો વરસો પછી પણ ખરા પડયા અને હું જીંદગીથી ઉખડાઇજ ગયો. આવા નીચ, પાપી ભાડુતના કાવાદાવાથી હું કંગાળ ભીખારી કરતાં પણ નપેતર બન્યો. મારા તે દુઃખી વખતને હું જીંદગી પર્યંત ભુલીશ નહિ. વર્ષો સુધી દીલપર પૂરેપુરાં વસ્ત્રો તો શું, પણ રૂનું ગાડલું પણ મારે માટે હતું નહિ. દરરોજ મારી કબર, ભર ઠંડી કે ગરમીમાં જમીન પર એક કપડાંનાં ટુકડાએ કરતો. ખુદાની કરમ બક્ષેસથી મારી જીંદગાનીને કાંઇપણ અલવલ ન આવી. વરસોની ખુદાની બંદગી એક દિવસે મારા પર આશિષરૂપે ઉતરી અને હું એક નેક અથોરનાનની નેક પુત્રી **હીલ્લા ફરામરોઝ નાલ્લાદારૂની** ભારે જહેમતથી હું રૂા. ૨૫ ની નોકરી મેળવવા ભાગ્યવંત બન્યો. આ નોકરીએ મને ખરેજ બીજો જન્મ દીધો. આટલા પગારે શેહાદી કરી હું મારા બાલગોપાલના ચરણે હું થોડો થોડો સુખી બનતો ગયો. મારી તે માદર ચાલતાં હાલતાં બોલતી કે સાચને આંચ આવતી નથી અને જુદું ૨૫ વર્ષે પણ ફુટશે. બસ ખુદા પર યકીન રાખજો. અંતે સાચ્ચું વરસો પછી પુરવાર થયું, એટલુંજ નહિ પણ મારા પરણ્યા સંસારમાં પણ મેં અનુભવ્યું કે આપની કોમની મનોવૃત્તિ સદંતર બદલાઈ ગઇ છે. મારી ગેરહાજરીમાં કોઇ મારી મહોરદારને કોઇ જુદુ કહી ઉશ્કેરણી ફેલવતાં અને કોઇ વળી મને પણ જુદુ કહી કુસંપના બીજ વાવવા યત્ન કરતાં.

દુઃખી બહેનો, તમારા ગરીબ સંસારનો જે ભરમ હોય તો આવાં નીચ હલકટ ભાડુત આગળ ભેદ ખુલતા ના. પણ તે કીરતારના ચરણે પડી મુગે મોઢે તેને કહેશો તો તે જરૂરજ તમારૂં સાંભળશે. આજે નહી તો કાલે જરૂરજ સાંભળશે. હમેશાં નેકી અને સચ્ચાઇના રાહપર ચાલજો. આવા પાપીઓને ખુદા કદી છોડશે નહિ. તમારા દહાડા નબળા હોવાથી કેટલીક વખત એવા પાપીઓ કે જેઓના સિતારા બુલંદ હોય છે, તે તમારા પર ફાવશે. દસા, વીસા અને ત્રીસા બધાના છે. બુલંદ તકદીરના જોરે,

જવાનીની જોમથી અને પૈસાની ખુમારીથી, જે નીચ પાપી હેવાનયત કામો કરવામાં આવે છે, તેનો બદલો બુધાપામાં માંદગી, ફરઝંદોની કમનસીબી અને કંગાળયતથી ખુદરત લેછે. ગરીબ નીરદોશની હાય કદી ખાલી જાય નહી. ખરેજ આવા નીચ પાપી ઇનસાનોને આ પાપનો બોજો બુધાપામાં કેટલો આઘાત પોહચાડતો હશે! બહેનો જો તમોને ઘડપણમાં સુખીજ થવું હોય, તો ગરીબની હાય કદી લેતા ના. કોઇના સુખી ગરીબ સંસારમા આ દુનયવી પાપી લોભને ખાતર, ખરા હકદારનો હક લુટાવતા ના. ધ્યાન રાખજો કે કરને જો હઇયાંજ છે. એમ સમજતા ના કે જવાનીમા બે ખુન કરી બુધાપામાં તેના બાજ રોજગાર અથવા ગરીબને દાન કરવાથી અથવા દીવસના દીવસો સુધી બંદગી કર્યાથી ખુન માફ થશે. ખુદાની લાકડીનો અવાજ ન્યારો છે.

તમાર ગમેએવા મુશ્કેલ વખતમાં ગભરાશો નહિ, આશા છોડશો નહિ. આશા, એ ખુદાનું બીજુ નામ છે. જ્યાં આશા છે, ત્યાં ખુદા છે. જો તમે સારી આશા બાંધી, તમારો ભલો વિચાર કાર્યરૂપી બહાર પાડવાનો મક્કમ વિચાર કરશો અને તે ખુદા પર ભરોસો મૂકી તેનીજ યાદ કર્યા કરશો, તો તમો તમારી આશાની પૂંઠ પકડતાં પકડતાં એક દિવસ નિરાશાને કબરવાશ થયેલી જોશો અને તમારો વિચાર કાર્યરૂપી તે પાક કિરતારની મહેરથી ફલેલો જોશો.

કુદરતના શું ભેદમરમ હશે, તે આપણા જેવા નાચીજ ઇન્સાનથી પારખી શકાતા નથી. આ કિતાબ હું માર્ચ ૧૯૪૬ માં બહાર પાડનાર હતો. પણ તે ગમખ્વાર દિવસ "૧૭-૧-૪૬" કે જે દિવસે મારા સંસારમાં દુઃખ અને આફત ઓછી હોય, તેમ મારા તકદીરના લખ્યા લેખ પ્રમાણે ન ધારેલા સંજોગે, મારો લાડકવાયો ફીરોઝ એક આંખના પલકારામાં મોટર એકસીડંટનો ભોગ થઈ ફુલ ગુજાર થયો. આટલી આફત ઓછી હશે કે શું? તે આ ગુલાબ સાથે મારી મહોરદાર પણ જમણા હાથે બે ફ્રેકચર કરી આ ગજબનાક હોનારતથી દહાડા સુધી હોસ્પીટલમાં પથારીવશ પડી રહી. ખુદાનો ભરમ આપણે ઉકેલી શકતા નથી. આ દુઃખો પણ મારે સહન કરવાં જોઇએ એટલે તે પાક કિરતારનું નામ લઇ તેનાજ આધાર ઉપર સર્વસ્વ છોડી મારે થોડી વાર થોભવું જોઇતું હતું. આ કિતાબ પ્રગટ થયેલી જોવાને હું તે પાક કિરતારના નામથી ભાગ્યશાળી બનું એવી મારી દુવા તે પાક કિરતાર કબુલે, પછી તો જેવી ખુદાની મરજી.

મારો વિષય પૂરો થયો છે. પણ મુવા માટીડાઓ બૈરાની ફેશનમાં શું સમજી મરે? તેમ ભૂલે ચૂકે જો આડુ અવળું લખાયું હોય, તો તમારી માફી ચાહું છું. જો કંઇ વિસરી ગયો હોવું, તો તે પર મારૂં ધ્યાન ખેંચજો. કંઇ ભૂલ જણાય તો બતલાવજો. મારી ભૂલો સુધારવા હંમેશ આતુર છું.

તે પાક પરવરની મહેરથી તમે કમાતા થાવો તમારા સંસારમાં સુખી બનો. તમારી દરેક ઇચ્છા તે પાક કિરતાર બર લાવે અને આ મારી વર્ષોની મહેનતનો જશ તમો મેળવો એવી આખેરમાં દુઆ ચાહી, હું મારા મરહુમ મુરબ્બી વડીલ શેઠ રતનશા કે. દાદાચાનજી કહેતા હતા તેમ તમોને

**"GOD BLESS YOU".**

સુનામાયનો મહેલ્લી.



# એક દીવસમાં દરજનનું સાંકળ્યું.



આ ચોપડી મી૦ દીનશાહ શાપુરજી મસાની બી. એ. એ મુંબઇના કોટમાં નં૦ ૧૯, બેંક સ્ટ્રીટ, ક્રોસ લેન ખાતે ધી "ફ્રશો-ગર્દ" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી છે, અને મી૦ મહેરવાનજી દ. મહેતાએ ૨૯, જીજીભાઇ દાદાભાઇ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ મધેથી પ્રગટ કીધી છે.